# રાહનુમાએ માજદયસ્નાન સભા.

પુસ્તક ૮ મું-અંક ૭ મો.

## કદીમ ઇરાન:
## તેની તવારીખની ઉડતી તપાસ:

એ વિષય ઉપર મી૦ પા૦ બ૦ દેશાઇએ આપેલાં
ચાર ભાષણો

રાહનુમાએ માજદયસ્નાન સભાના મજલિસીઓ તથા બીજા
જરથોશતીઓની વાકેફગારી સારૂ એ સભાની કારોબાર મંડળી
તરફથી તેના ઑનરરિ સેક્રેટરી મે૦ પા૦ માહને
છપાવી પ્રગટ કર્યાં છે.

ઠેકાણું —પ્રજા મિત્ર ઓફીસ, ગીરગામ ટ્રામ ટરમીનસ, મુંબઇ.

મુંબઇ.

જ. ન. પીટીટ પારસી ઑરફનેજ કેપટન પ્રીન્ટીંગ વર્કસ, લાલબાગ—પરેલ
મુંબઇ. મનેજર મો. મેહેરજી બી. મીકાહવાલાએ છાપ્યું છે.

સને ૧૨૯૨ યઝદેજર્દી
સને ૧૯૨૩ ઇસ્વી.

# કદીમ ઈરાન.

## તેની તવારીખની ઉડતી તપાસ.

### ભાષણ ૧ લું.[1]

### કદીમ ઇરાનમાં અમલ ભોગવી ગયલા જુદા જુદા સ્વદેશી અને પરદેશી તબકકાઓ.

**સાહેબો,**

રાહનુમા એ માજદયસ્નાન સભાની ફરમાશથી આજે તમો સન્મુખ ભાષણ-કર્તા દાખલ ઉભો રહેવાનું મને માન મળ્યું છે તે માટેનો મારો ઉપકાર અને ખુશી સૌથી પેહલાં જાહેર કરવાની મારી ફરજ સમજું છું. આ પુરાણી સભાએ ૧૮૫૧માં જન્મ ધારણ કરીને આજસુધીની પોતાની ૭૦ વરસની લાંબી જીંદગીમાં કેવાં કેવાં કીમતી કામો બજાવ્યાં છે તે તમોમાંનાં થોડાંનેજ ખબર નહિ હશે. પોતાનાં આ કામોનો હેવાલ સભાએ હાલ તૈયાર કરાવી બાહર પાડયો છે, તે ઉપરથી જોવામાં આવશે કે બહુબોલા ધણીઓ અથવા વાજબી સુધારાને વગોવનારાઓ સાથ તકરારથી અને દાખલા દલીલોથી લડીને એ સભાએ પારસી કોમની કેવી વેહવારૂ અને સંગીન સેવા બજાવી છે. સભાએ ધર્મની રાહરીતિઓની ખરી રાહનુમાઇ માટે આગળાં વરસોમાં મર્હુમ એરવદ શેહરિયારજી ભરૂચા કને ઘણા કીમતી ભાષણો અને વાઅજો અપાવ્યા હતા. ત્યારબાદ ડૉ૦ જીવનજી મોદી, મી૦ બેહરામગોર અંકલેસરીઆ અને બીજા સાહબોએ સભાનાં આ શુભ કામને ચાલુ રાખ્યું હતું. હાલ સભાએ કોમની રાહનુમાઇને માટે એક નવાં ક્ષેત્ર તરફ નજર દોડાવી છે, અને એવો ઠરાવ રાખ્યો છે કે દીનના ધર્મ, તવારીખ, અને બીજી અવસ્થાની બાબતો ઉપર અમૂક વિષયના અભ્યાસીઓ કને ભાષણોની હારમાળા અપાવવી; અને આ હારમાળાઓની શુરૂઆત સભાએ મારા જેવા કદીમ ઇરાનની તવારીખના એક અદના અભ્યાસી ઉપર પોતાની પ્રશંસા ઉતારીને કરાવી છે, જે માટે તેનો હું ફરીથી આભાર માનું છું.

**સ્વદેશ માટેનો પ્રેમ.**

સાહેબો, હરેક સમજુ અથવા ભણેલા ઇનસાનને પોતાના બાપિકા દેશ માટે પ્રેમ હોય છે. આપણ પારસીઓનો બાપિકા દેશ આજકાલ આ હિંદ દેશ છે, કે જ્યા

---

૧ "રાહનુમા એ માજદયસ્નાન સભા" તરફથી મી૦ પાહલનજી બરજોરજી દેશાઇએ આપેલાં ભાષણોની હારમાળા મધેનું આ પેહલું ભાષણ તા૦ ૧૦-૩-૨૨ ને દિને અંજુમનના આતશ બેહરામવાળા હોલમાં આપ્યું હતું.

હોરમઝ બંદરેથી દરિયા માર્ગે આવીને આજ ૧૨૦૦ વરસથી આપણા થોડાક પૂર્વજો પશ્ચિમ હિંદુસ્તાનમાં ઠરીઠામ થયા હતા એમ મનાય છે. પણ એ બનાવ આગમજ આ દેશ સાથ આપણા પારસીઓનો સંબંધ તો કમમાં કમ આજ ૨૩૦૦ વરસ જેટલો જુનો છે, અને ઇરાન દેશના જરતોશતીઓનો તથા તે જરતોસ્તીઓની આગમજના ઇરાની આર્યોનો સંબંધ તો એ કરતાં પણ વધારે જુનો છે. આમ હોવાથી જો તે કદીમ ઇરાનીઓ અને જરતોશ્તીઓ અને પારસીઓના વંશજ યાને નબીરા દાખલ તેમની તરફ અને તેટલા માટે આપણાં પુરાણાં ઇરાન વતન તરફ આપણુ પ્રેમ ભાવ અને ભક્તિ ભાવ તેમજ અભિમાન બતાવિયે તો તે બીલકુલ લાયક છે. પ્રખ્યાત કવિ સર વૉલ્ટર સ્કૉટના આ સખુનો તમોમાંના ઘણાખરા સર્વે બાનુઓ અને ગ્રહસ્થોને સારી પેઠે યાદ છે, માટે તે રસીલા વાર્તાનવેશની માફક વહાલાં વતન ઇરાનના સંબંધમાં સવાલ ઉઠાવવાની મને કશી જરૂર નથી કે—

"Breathes there a man with soul so dead,
Who never to himself hath said
'This is my own, my native land'"?

## ઇરાન-પારસીઓના બાપદાદાનું વતન.

સાહેબો, આપણુ વચ્ચે આજે તેમજ આપણી મુંબઇની સમસ્ત અંજુમનમાં બલકે આગળ વધીને કહું તો આપણી આખી પારસી વસ્તીમાં એવો કોણ હોય, કે જેને ઇરાન—વાહલાં ઇરાન—ઉપર ચાહ અને પ્રેમ અને ભક્તિભાવ નહિ હોય? હું હિમ્મતથી કહી શકીશ અને તમો મારી સાથે એકમત થશો કે—કોઇજ નહિ! ત્યારે તેવું આપણા નિયાગાનોનું વતન ઇરાન તે બાપેદાદે આપણુંજ વતન છે. વળી તે આપણુંજ છે તેનો એક પૂરાવો આ છે કે જે બુલંદ મહજબ તેની આજ સુધીની વારંવારની ચઢતી પડતી છતાં આપણે જાળવી રાખ્યો છે તે ઇરાન વતનમાંજ બરપા થયલો મજહબ છે. એક ત્રીજો પૂરાવો આપણાં વાહલનો આ છે કે ઇરાનમાં કદીમ જમાનાથી જેજે ટોળાઓ અથવા કોમો જાહોજલાલી ભરેલો અમલ ચલાવી ગયા છે તેઓ મધેનો એક બળવંત અને પરાક્રમી ટોળો તે પારસી ટોળો છે. ઇરાનમાં આપણા પારસી પૂર્વજો, કે જેમના આપણુ ખરેખરા નબીરા છિએ,—આપણુ જાલ અને રૂસ્તમ જેવા અજરતોર સરદારોના તો નહિજ પણ કુરૂશ અને દારયવુશ, તથા અર્દશીર બાબેકાન અને નોશીરવાન આદેલના ખરેખરા નબીરા છિયે—તે મહાન

નિયાગાનોએ એક નહિ પણ બે મરતબે ઇરાનમાં કુલે ૬૫૪ વરસો સુધી જાહોજલાલી ભરેલી હકુમત ચલાવી હતી. ત્યારે એ સઘળું ધ્યાનમાં લેતાં તમો કબુલ કરશો કે ઇરાન તરફની આપણી દિલગીરી ખરેખરની છે.

તે દિલગીરી આપણે કેમ કાયમ રાખવી? આપણ ઇરાનમાં વસતા નથી. જુદાજ દેશ અને જુદીજ વાતાવરણ અને જુદાજ સંજોગો વચ્ચે આજે આપણ મેળાયલા છિયે. આપણાથી ઇરાન જઇ વસવાનું બનતું નથી; આપણાથી ઇરાનની મુલાકાત આખી જિંદગી ભર એક વખતે પણ લઇ શકાતી નથી; આપણ ઇરાન સાથનો રાજદ્વારી કે સંસારી સંબંધ કશો ધરાવતા નથી; ખરૂં પુછાવો તો ઇરાનની અસલી જાહોજલાલી વિષે તો શું, પણ તેની તવારીખની બારાખડી જેવી મૂળ તત્વોની વાતોથી પણ આપણ મોટે ભાગે અજાણ્યા છિયે, એમ કહીએ તો ખોટું નથી. આમ હોવાથી આજે તમારા સન્મૂખ તે મૂળ તત્વોમાંનાં થોડાંક રજુ કરવા હું ઉભો છું. હું તમોને ઇરાન જેવા ચમત્કારિક અને મહા બળવાન દેશની રંગબેરંગી તવારીખનાં ઉંડાણમાં ઉતારી લઇ જવા માંગતો નથી, કેમકે તેમ બનવું મુશ્કેલ છે. જો તમારે તે તવારીખ જાણવી હોય તો તે માટેનાં સાધનો જો કે સખ્યાબંધ નથી તોપણ આપણી મતલબ સરી શકે એટલાં પુરતાં તો છેજ, તેમનો લાભ લઇ વાકેફ થવું.

### ભાષણ માટેના થોડાક મુદા.

એટલા માટે હું તમોને ઇરાનના પાદશાહોનાં નામો, તેમના અમલની મુદત, તેમની લડાઇઓની હારજીત વગેરેના ગુંચવાડામાં ઉતારવાની નેમ રાખતો નથી; પણ જુદાજ આશયથી જુદીજ દિશા તરફ તમારૂં લક્ષ ખેંચવા માગું છું. ઇરાનની તવારીખના સંબંધમાં આપણ કેટલુંક જાણિયે છિયે અને કેટલુંક નથી પણ જાણુતા. જે નથી જાણુતા અથવા ઓછું જાણિયે છિયે તે તરફ તમારૂં ધ્યાન ખેંચવાની મારી નેમ છે. આજના ભાષણમા થોડાક મુદા હાથ ધરીને તે ઉપર વિવેચન કરવા અને તેમનું વાસ્તવિકપણું બતાવવાની કોશેશ કરવા માંગું છું. હું તમને દેખાડવા માગું છું કે ઇરાન બાબેની આપણી કેટલીક માન્યતાઓ ખરી નથી. દાખલા તરીકે આપણે માનિયે છિયે કે ઇરાનવેજને નામે ઓળખાતો મુલક તેજ આજનો ઇરાન દેશ છે. વળી આપણ માનિયે છિયે કે પુરાતન ઇરાનમાં ચારજ ટોળાના પાદશાહો રાજ્ય ભોગવી ગયા છે—જેવા કે પેશદાદ, કેયાની, અશકાની અને સાસાની. વલી આપણી માન્યતા એવી પણ છે કે આપણા શાહોમાંના કેટલાએક સેંકડો વરસની હસ્તી અને રાજપાટ ભોગવી ગયા છે—જેમકે જમશેદ ૮૦૦ વરસ, જોહાક ૧૦૦૦ વરસ, ફરીદુન ૫૦૦ વરસ, ઇત્યાદી.

પણ આ માન્યતાઓ ખરી નથી એમ હું તમને દેખાડી આપવા માંગું છું તે તમે ધ્યાનથી સાંભળશો.

## ઇરાનવેજ—તે કયાં હતો ?

આપણુ આજે પારસી તરીકે ઓળખાઇયે છિયે, પણ તે આગમજ આપણા નિયાગાનો ઇરાની તરીકે ઓળખાતા હતા. ઇરાની એટલે આજના કેસ્પીઅન સમુદ્ર તથા આમૂ અને જકસારટીસ નદીઓની દક્ષિણે આવેલા દેશના નહિ, પણ બહુ પુરાણા કાળમાં અઇર્ય અથવા આર્ય નામની જે કદીમ કોમ પ્રખ્યાત થઇ ગઇ છે તે કોમ જ્યાં એકત્ર થઇને વસતી હતી તે મુલકના આપણુ છિયે. આ આર્ય કોમના મુલ્કને વંદીદાદમાં "અઇર્યનેમ વએજો" ને નામે ઓળખાવ્યો છે અને તે પાછળથી આજ સુધી ઇરાનવેજને નામે ઓળખાયો છે. આ ઇરાનવેજ આજના ઇરાન દેશથી જુદો હતો. તે મધ્ય એશિયામાં જીહુન અને સીહુનવાળા ઉંચાણુમાં આવેલો મુલ્ક હતો એમ મનાય છે. કારણકે આપણા આર્ય પૂર્વજો દક્ષિણ ભણી જ્યાં જ્યાં વસતા ગયા તે તે મથકોનાં નામો વંદીદાદની પેહલી પરગદમાં આપેલાં છે તેમાં પેહલું નામ ઇરાનવેજનું છે. તે પછીનાં ઘણાં ખરાં નામો તેની લગોલગનાં શેહરોનાં છે. તે પરથી અટકળવામાં આવ્યું છે કે અસલ ઇરાનવેજ આ શેહેરોથી ઘણું દુર હોઇ શકે નહિ. પણ મર્હુમ મી. બાળ ગંગાધર તીલક પોતાના "Aryan Home in the Vedas" નામના ગ્રંથમાં નવો તર્ક રજુ કરે છે તે મુજબ કદીમ ઇરાનવેજ મધ્ય એશિયામાં નહિ પણ છેક ઉત્તરધ્રુવ તરફ એવી ભૂમિમાં આવ્યો હતો કે જ્યાં લગભગ છ મહિનાની રાત અને છ મહિનાનો દિવસ હતો. વંદીદાદની પેહલી અને બીજી પરગરદોમાં અસલ ઇરાનવેજને કદીમ ઇરાનીઓનું સર્વોતમ વતન વર્ણવ્યું છે, અને ત્યાંના એક પાદશાહ જમશીદે તે ભૂમિના વિસ્તારમાં ત્રણ મરતબે વધારો કરવાનો ઇશારો કીધો છે. ત્યાં આ શાહના જમાનામાં છ મહિનાનો દાહડો અને છ મહિનાની રાત હતી એવું જોવામાં આવે છે. આજે દહાડા અને રાતની આટલી બધી એકસરખી લંબાઇવાળો મુલ્ક મધ્ય એશીયામાં એકે નથી. પણ નોર્વેજીઅન મુસાફર ડૉ. નેનસન અને બીજા ઉત્તર ધ્રુવ તરફ જઇ આવેલા મુસાફરોના જણાવ્યા મુજબ તે તરફ યાને ધ્રુવવાળા મુલ્કમાં રાત અને દહાડો આવી એકસરખી લંબાઇનાં જણાયાં છે, માટે કદીમ આર્યોની અસલ ભૂમી ઉત્તરે ધ્રુવ તરફ કેયે હતી એવા મી. તીલકના તર્કને અને તેની આગમજ ડૉ. વૉરન નામના અમેરિકન વિદ્વાને જાહેર કરેલા તેવાજ તર્કને ટેકો મળે છે. આ તર્કને વળી "વાયુ પુરાણ" નામના સંસ્કૃત ગ્રંથ ઉપરથી પણ ટેકો

મળે છે, કે જેમાં દેવતાઓના મુલ્કમાં રાત અને દાહડાની લંબાઇ ઉપરાંત બીજું કેટલુંક વર્ણન આપેલું છે તે વંદીદાદવાળા ઇરાન વેજનાં વર્ણનને મળતુ જોવામાં આવે છે.

આ સઘળાં ઉપરથી જણાય છે કે વંદીદાદનું મજકુર વર્ણન કે જે કલ્પિત અથવા ઉખ્યાણા જેવું લાગે છે તે બિલકુલ ખરૂં છે, અને સૌથી પેહલાં તે સાબેત કરે છે કે અસ્લી આર્યોનું મૂળ વતન ઇરાનવેજ હતું તે ઉત્તર ધ્રુવ ભણી હતું.

### કદીમ આર્યોની હીલચાલ બાબે જુદા જુદા તર્ક.

આમ છતાં આ કદીમ આર્યોની હીલચાલ બાબે જુદા જુદા વિદ્વાનો તરફથી જુદા જુદા તર્ક ઉભા થયા છે. કેટલાકો મુજબ મધ્ય એશીયા ખાતેથી યુરોપના આર્યો આથમણે જવા માટે કદીમ પુર્વજોથી છુટા પડયા હતા; બીજા થોડાક મુજબ આર્યો એશીયા ખાતેથી યુરોપ ગયા ન હતા, પણ યુરોપથી દક્ષિણ રશિયાને માર્ગે કેસ્પીઅન સમુદ્રને ઉત્તર કાંઠેથી મધ્ય એશીયામાં દાખલ થયાં હતા. વળી પુણાંન એક હિંદુ ગ્રંથકારના તર્ક મુજબ આર્યોનું મૂળ વતન હિંદુસ્તાન હતું, કે જ્યાંથી તેઓ ઉત્તરે ધ્રુવ તરફ જઇને પાછા હિંદમાં ભેગા થયા હતા. આવા તર્કો અને વિતર્કોને પડતા મુકી આપણ આટલી વાત કબુલ કરીશું કે સઘળા આર્ય ગણાતા ટોળાઓમાં જેઓ એકબીજાથી સઉથી છેલ્લા છુટા પડયા તે હિંદુ અને ઇરાની અથવા પારસી ટોળાઓના પુર્વજો હતા, અને તેઓને છુટા પડવાનો મુલક હફતહિંદુ (સાત નદીઓ) વાળો અથવા આજનો પંજાબ પ્રાંત હતો. તેઓ સલાહ સંપથી નહી પણ લડી વઢીને છુટા પડેલા જણાય છે. તેઓ વચ્ચે કાંઇક ધર્મ સંબંધી અને કાંઇક સંસારી વાંધા ઉભા થયલા લાગે છે. પણ તે ઝગડા સાથ આજે આપણને કામ નથી.

### આર્યો અને તેમના શત્રુઓ.

હિંદુ આર્યોને હિંદમાં વસનારા અસ્લી લોકો સાફ જાથુકની લડાઇ ચાલેલી રીગ વેદ ઉપરથી જણાય છે, તેમ ઇરાની આર્યો જ્યારે પંજાબ છોડીને આજના ઇરાન દેશમાં દાખલ થયા ત્યારે તેમને ત્યાં વસનારા કદીમ લોકોથી ઘણી હરકત નડી હતી. હિંદુ આર્યો પોતાના હરીફોને દૈત્ય, રાક્ષસ, પીશાચ વગેરે નામે ઓળખાવી ગયા છે; તેમ ઇરાની આર્યોએ પોતાના હરીફોને દએવ (દેવ) દ્રુજ (દરૂજ) અને દ્રવન્ત (દુર્વંદ) વગેરે નામો આપ્યાં છે. આ "દેવો"નો એક ભાગ આજના માજન્દરાન અને ઘીલાનના

પ્રાંતો તરફ વસતો હતો, કે જેઓ રંગે ગોરા યાને સફેદ ચામડીવાળા હોય એમ લાગે છે. આ દેવ લોકો આર્યોના શત્રુ થઇ પડયા તેથી ધિક્કારમાં આવ્યા હતા, પણ તેઓ ખરેખર ઘણાં જંગલી હોય એમ લાગતું નથી, કારણ કે તેઓ કેટલાક એવા હુન્નર જાણતા હતા કેજે તેઓ તરફથી ઇરાની આર્યો શીખ્યા હતા.

## ઇરાનના ચાર તબક્કાના શાહો.

હવે ઇરાનમાં આવેલા આર્યોમાં પેહલું કોણ હતું? ગયોમરથન નામનો વડીલ ઇરાની કોમનો મળ પુરૂષ જણાય છે. તે પોતાના ઇરાની ટોળાનો વડો હતો, અને તેને તથા તેના વંશજોને દેવ લોકો સાથ લડવું પડયું હતું. આપણા ધર્મ પુસ્તકોમાં ઇનસાનોમાં સૌથી પેહલી યાદ આ ગયોમર્દની કરવામાં આવેલી છે. અવસ્તાનાં પવિત્ર લખાણોમાંથી ગયોમર્દથી ગુસ્તાસ્પ સુધીના કેટલાક મૂખ્ય અથવા પ્રખ્યાત પાદશાહોનાં નામો મળે છે. તે સઘળા ઇરાન દેશના પેહલા પાદશાહો હતા. ઇરાનની તવારીખ અનેક તબક્કાના પાદશાહોમાં વેંહચાયલી છે, તેઓમાંના ફકત બેજ ટોળાના શાહોનાં નામો અવસ્તામાંથી મળે છે, જેમાંના પહેલાને "પરધાત" યાને પેશદાદ અને બીજાને "કવ" યાને કેયાની, એવાં નામો મળેલાં છે. બુન્દેહશ અને શાહનામા મુજબ આ બેમાં બીજા બે તબકકા અથવા વંશોનો ઉમેરો થયો છે, અને તે અસ્કાની અને સાસાનીને નામે ઓળખાયાં છે. આ રીતે છેક કદીમ જમાનાથી ઇસ્વી સને ૬૫૧ માં સાસાની વંશની આખરી આવી ત્યાં સુધીના સંખ્યાબંધ પાદશાહો આ ચાર તબકકા અથવા વંશમાં વેંહચાયલા ગઇ સદીની અધવચ સુધી આપણા લોકો સમજતા આવ્યા હતા. અવસ્તા વાણીમાં છેલ્લા બે વંશો અથવા તેમના શાહો બાબે કશો ઈશારો નથી તેનું કારણ એ કે ગુસ્તાસ્પ પછી ઇરાનમાં ચાલેલી અંધાધુધીને લીધે ત્યાં શું થયું તેની નોંધ કોઇ પણ રસ્તે જળવાઇ નથી, અને જોકે એ નામાંકિત શાહના જમાના પછીજ અવસ્તાનાં ઘણાં ખરાં ભણુતરો રચાયાં હતાં, અને યસ્નોમાંથી ઘણા ખરાં પાદશાહ પેહલવાનોનાં જેટલાં નામો મળે છે, તેટલાં તે આગમચનાં ભણુતરોમાંથી નથીજ મળતાં, તોપણ આ પાછળથી રચાયલી યસ્તોમાંથી પણ ગુસ્તાસ્પ પછીના કોઇ પણ શાહનું નામ મળતું નથી. વળી સાસાની વંશના સ્થાપનાર મહાન શાહ અર્દશીર બાબેકાન અને તેના બહાદુર બેટા શાહપુરે ધર્મના ભણુતરો વગેરે છુટાં પડી ગયલાં હતાં તેમને દસ્તુર તોસર અથવા તન્સર નામના ધર્મગુરૂની મદદથી પાછાં જીલ્દબંધ ભેગાં કરાવ્યાં, તો તેવી મહાભારત સેવા છતાં આ બન્ને બાપ દીકરાનાં નામો પણ ફરવરદીન યસ્તમાં યાદ કરવા જેવું થયલું આપણા જોવામાં આવતું નથી. એ બીના દેખાડે છે કે આજકાલ હરકોઇ જર-

તોસ્તીના નામને ભણતરમાં દાખલ કરી તેમના ફરોહરને યાદ કરવાનો ભાકુની રવૈયો પડી ગયો છે તેવું ખુદ પુરાણા શાહાનશાહ જેવા મહાપુરૂષોનાં સંબંધમાં પણ તેમના જમાનાના દસ્તુરોએ કીધું નથી, પણ અસલ ભણતરોને બની આવ્યું તેમ તેમની ખાલેસ હાલતમાંજ રહેવા દીધાં છે, અને અર્દશીર તથા શાહપુર જેવા દીન અને દુનિયા એ બન્નેના રાહબર અને રક્ષક શાહોએ આલમની શાબાશીની પરવા નહિ કરતાં તે ભણતરોને તેમની અસલ હાલતમાંજ રાખવાનું સવાલ હાંસેલ કીધું છે.

## શાહનામાની સ્તુતિ. તે કંઈ તવારીખી ગ્રંથ નથી.

હવે ઇરાનની કદીમ તવારીખ તપાસતાં આપણને જે વાત પેહેલી યાદ રાખવાની છે તે આ કે શાહનામામાં ફિર્દુસી અને બીજા ઇસ્લામી તવારીખનવેશો જણાવી ગયા છે તેમ ઇરાનમાં માત્ર ચારજ તબકકાના સ્વદેશી પાદશાહો રાજ કરી ગયા નથી. મેં હમણાંજ ગણાવ્યા તેવા ચારમાં બીજા બે ટોળા અથવા વંશોના શાહોને આપણે ગણતરીમાં લેવા જોઇએ, કારણ કે તેમ કીધા વિના ઇરાનની કદીમ તવારીખ શાહનામા કે બુન્દેહશને આધારે કદી પણ સંપુર્ણ ગણી શકાય નહિ. તમારે યાદ રાખવું કે શાહનામું કે જે આપણા લોકોને બહુ વાહલું છે, અને જે દુનિયાની અનેક સુધરેલી કોમોમાં પ્રખ્યાત થયલું છે, તથા જેને લીધે ઇરાનના પુરાણા શાહો અજવાળામાં આવેલા છે, તે મહાભારત કાવ્ય ગ્રંથ કાંઇ ઇરાનની ખરેખરી શુધ્ધ અને સહી અને સંપૂર્ણ તવારીખનું પુસ્તક નથી. તે તેવું કાંય નથી, અને તે કયા કયા આધારો ઉપર રચાયલું છે તે બાબે બીજી વેળાએ હું વિગતે બોલીશ. હાલ તો એટલુંજ જણાવીશ કે બુન્દેહશ અને શાહનામામાં જે ચાર તબકકા પાડેલા છે તે એક યા બીજા સબબને લીધે અધુરા છે. તબકકાઓની એ ટીપમાં મીદિયા જેવા ઇરાનીજ નહિ પણ જરતોસ્તી શાહોના વંશનું નામ કે ઇશારો વટીક નથી, તેમજ તે મીદિયાની શાહાનશાહતની સમાપ્તિ આણનાર પાદશાહ મહાન કુરૂશે બરપા કરેલી ઇરાનની પેહલી મોટી પારસી પાદશાહતવાળા હખામની તબકકાનું પણ ઉપલી ટીપમાં નામ નથી. આ પારસી શાહોએ ૪૨૫ વરસ અમલ ભોગવ્યા પછી મોટા સિકંદર શાહે એ ટોળાની, અને તેટલા માટે ઇરાનીઓની, હકુમતની આખર આણી; પોતાના યુનાની ટોળાની હકુમત બરપા કીધી, કે જે એક શો વરસો સુધી ચાલુ રહી હતી.

## ઇરાનનાં સ્વદેશી તથા પરદેશી તબકકાઓ.

ત્યારબાદ આ યુનાની વંશની આખરી આણનાર અસ્કાનીઓ, કે જેઓ ઇરાની

બુન્યાદના હતા, અને જેઓએ બરાબર પાંચ સદીનો લાંબો અમલ ભોગવ્યો હતો, તેમને માટે આપણને બહુજ નજીવી હકીકત જણાવવામાં આવેલી છે. તેમનો અમલ માત્ર બશો વરસોનો અને તેમના શાહોની સંખ્યા માત્ર નવ ધણીઓની જણાવેલી છે. આ અશ્કાની વંશના છેલ્લા શાહ અર્દવાનને હરાવીને અર્દશીર બાબેકાને ઈરાનમાં એક વાર ફરીને પાર્સી નામ અને બળ અને કીર્તિની સ્થાપના કીધી. તે સાસાની વંશની આખરી સાથ ઇરાનની કદીમ તવારીખનું છેવટ આવે છે; માટે ઇરાનની એ તવારીખ આ રવેશના છ તબકકાઓમાં વેંહચી શકાશેઃ—

૧–પેશદાદ, ૨–કેયાની, ૩–મીદ, ૪–હખામની, ૫–અશ્કાની, અને ૬-સાસાની.

આ સઘળા ઇરાની ટોળાઓ હતા, માટે ઇરાન ઉપર હકુમત ચલાવવાનો તેમનો હક વાજબી હતો. વળી તેવીજ પરદેશી હકુમત આ છ ઇરાની ટોળાઓનો સિલસિલો તોડીને વચગાળે ચાલેલી જણાય છે. જેમકે પેશદાદ જમશીદ પછી બાબુલી લોકોનો અમલ ચાલ્યો, જેમનો રાજા જોહાક ઇરાન ઉપર ચઢી આવ્યો હતો; શાહ ફરીદુન પછી તેના બેટા તુર ઉપરથી ઓળખાતા તુરાનીઓનો અમલ ચાલ્યો, જેઓનો બળવાન શાહ અફ્રાસિયાબ હતો, કે જેનું નામ અવસ્તા, પેહલવી અને ફાર્સી લખાણોમાંથી મળે છે; શાહ ગુશ્તાસ્પ પછી એસીર્યન અથવા અશુરી લોકોનો અમલ ઇરાનમાં ચાલ્યો, જેઓ જેમ ઇરાની તેમ તુરાની પણ ન હતા, પણ જેઓ ઇતિહાસમાં સેમિટિક ટોળા અથવા તાયફાના દાખલ ઓળખાયા છે.

તમો સાહેબોને આ ઠેકાણે યાદ આપવાની ઝાઝી જરૂર નથી કે એશિયાના કદીમ લોકો મોટા ત્રણ ટોળાઓમાં વેંહચાયલા છે. જેમાંનો એક આર્ય યાને ઇરાની છે તેમાં આપણ પારસીઓ અને હિંદુઓનો સમાસ થાય છે; બીજો ટોળો તુરાની છે તેમાં અફ્રાસિયાબ અને અરજાસ્પ જેવા શાહો થઈ ગયા છે; અને ત્રીજો સેમિટિક ટોળો છે, જેમાં બાબુલી જોહાક અને અશુરી નાઇનસ જેવા શાહો ઇરાનનાં શત્રુ દાખલ ઓળખાઇ થયા છે. સાધારણ રીતે એમ મનાય છે કે શાહ હોશંગે સ્થાપેલા પેશદાદ ટોળાની આખરી મીનોચેહેર શાહના બેટા નોદરને મારીને તુરાની અફ્રાસિઆબે આણી હતી. પણ ખરૂં જોતાં જમશીદ પછી બાબુલી જોહાક ઇરાનનો ધણી થયો ત્યારથીજ પેશદાદ વંશની આખરૂં આવેલી ગણાવી જોઇએ, અને જમશીદ પછી પરદેશી વંશની સ્થાપના થઇ તે જોહાકી વંશ લેખે ઓળખાવો જોઇએ. આ પરદેશી બાબુલી વંશની આખરી ફરીદુને આણીને પોતાનો નવો વંશ સ્થાપ્યો, કે જેની મુદત સેંકડો વરસની હતી. છતાં તુરત વેળા સગવડને ખાતર આપણ પેશદાદ વંશને

છેક નોદરશાહ સુધી લંબાયલો ગણિયે, કે જે પછી ઇરાનમાં બીજી મરતબે પરદેશી યાને તુરાની અમલ ચાલુ થયો હતો.

## રૂસ્તમ અને જાલ બાબે અવસ્તામાં ચુપકીદી.

આ તુરાની અમલ જુજ મુદ્દતનો હતો, કારણ કે ઇરાનના નામદારોએ શાહ ફરીદુનની ઓલાદના કોબાદ નામના પરહીજગાર જવાનને બોલાવી મંગાવીને તેને ઇરાનનાં તખ્ત ઉપર બેસાડયો, જેના "કવી" લકબ ઉપરથી કેયાની વંશ બરપા થયો. આ વંશની હકુમત છેક શાહ ગુસ્તાસ્પ સુધી ચાલી, જે પછી ઇરાનમા શું બન્યું તે ચોકસાઇથી કહી શકાતું નથી. અવસ્તાઇ ભણતરોમાં પાદશાહ પેહલવાનો અને દીન દોસ્તોનાં નામો આવે છે, પણ તે નામોની ટીપ કેયાની ગુસ્તાસ્પ પછી બંધ થાય છે. તે શાહના બેટા અસ્પંદિયારનું "સ્પેન્તોદાત" નામ અવસ્તામાંથી મળે છે, પણ ત્યાં તેનાં ફરોહરને એક શાહ તરીકે યાદ કરવામાં આવ્યું નથી. કેહછે કે બાપની હૈયાતીમાંજ તે પેહલવાન રૂસ્તમ સાથની લડાઇમાં માર્યો ગયો હતો. હવે રૂસ્તમ નામનો કોઇ પેહલ-વાન હતો એવું અવસ્તા ઉપરથી સિધ્ધ થતું નથી. જોકે ત્યાં પેશદાદ અને કેયાની જમાનાના કેરશાસ્પ અને સામ, ગાવા અને તૂસ વગેરે શૂરવીરોનાં નામો યાદ કરવામાં આવ્યાં છે, પણ રૂસ્તમ અને જાલનાં નામો ત્યાં જણાતાં નથી.

## મજદયસ્ની જરતોશ્તી ધર્મ.

ગુસ્તાસ્પના અમલ દરમિયાન પેગમ્બર જરતોસ્ત જાહેર થયા હતા, માટે એ પાદશાહ-ની આગમજનો મજહબ જેમ જરતોસ્તી ન હતો તેમ મજદયસ્ની પણ નજ હતો. તે વેળા એકને બદલે અનેક દેવતાઓ અથવા યજદોને માનવામાં આવતા હતા, માટે તે જમાનાના ધર્મને "યજદાંપરસ્તી" નું નામ મળ્યું છે. એકલા એકજ મહાન યજદને માનવાનું તો જરતોસ્તેજ શીખવ્યું હતું, અને તે શિક્ષણ પછીજ તે મજદ-યસ્ની કેહવાયો, અને જરતોસ્તે બરપા કરેલો હોવાથી તે મજદયસ્ની જરતોસ્તી ગણાયો.

## અશુરી ધર્મનો ઇરાનમાં ફેલાવો.

ગુસ્તાસ્પ પછી ઇરાનમાં અંધાધુંધી ચાલી. આ હાલત કયાં સુધી ચાલુ રહી હશે તેની આપણી કને સહી ગણતરી નથી. "અર્દાવીરાફ નામું" નામના એક પેહલવી ગ્રંથમાં લખ્યા પ્રમાણે ૩૦૦ વરસ સુધી જરતોસ્તી મજહબ ચાલુ રહ્યો અને ત્યાર પછી તેને સિકંદરે ખરાબ કીધો. આ બિના અટકળે ઉપજાવેલી હોવી જોઇએ,

કારણ કે સિકંદરની આગમજ અને ગુસ્તાસ્પ પછી અશુરી, મીદ અને હખામની વંશોની સેંકડો વરસોની હકુમતોને તેના લખનારે ગણતરીમાં લીધીજ નથી. એસીર્યાનો મુલ્ક ઇરાનની આથમણે લગોલગ આવેલો હતો ત્યાંના કોઇ બળવાન રાજાએ ગુસ્તાસ્પ પછી કેટલીએક મુદત બાદ ઇરાન જીતેલું મનાય છે. યુનાની લખનારાઓને આધારે કેહવામાં આવે છે કે નાઇનસ નામના અશુરી રાજાએ ઇરાન જીત્યું ત્યારે ત્યાં ઓક્ષીઆર્તીસ (અથવા હુક્ષથ) નામનો શાહ રાજ્ય કરતો હતો. નાઇનસને બાબુલી અને અશુરી ખીલારોકી લેખોમાં કયે નામે ઓળખાવેલો છે, તે જણાતું નથી. યુરોપીઅન લખનારાઓની ગણતરી મુજબ ઈ. પૂ. ૨૦૬૮ માં તેણે ઇરાન જીત્યું હતું આ વખતથી ઇરાની જરતોસ્તીઓ અશુરી લોકોની ઝુસરી તળે આવ્યા. તે લોકનો ધર્મ એક નહિ પણ અનેક દેવતાઓને માનવાનો હતો, અને અનેક દેવતાની મુર્તિ બનાવી તેઓ પૂજતા હતા, તથા મોટા તેહવારો અને તિર્થ વેળા અમૂક દેવ દેવીઓની મૂર્તિઓને સરઘસ અથવા સવારી કાહડીને શેહરમાં ફેરવતા હતા. આ દેવતાઓમાં એક અનાઇત નામની દેવી હતી, જેનાં નામ ઉપરથી અવાં અશુરી બની ગયલા ઇરાની જરતોસ્તીઓએ આ દેવીની પૂજા પોતાના ધર્મમાં દાખલ કીધેલી લાગે છે; કારણ કે જરતોસ્તના જમાનામાં તો નહિજ પણ તે આગમજના પેશદાદ અને કેયાની જમાનાઓમાં પણ અનાહીત નામની સ્ત્રી હજદની પરસ્તેશ ઇરાનીઓમાં હતી એવું માલુમ પડતું નથી.

## મીદ શાહો બાબે બુન્દેહશ અને શાહનામામાં ચુપકીદી.

અશુરી લોકોનો અમલ ઇરાનમાં કેટલાં વરસો સુધી ચાલુ રહ્યો તે કહી શકાતું નથી, પણ તે પરદેશીઓની આખર લાવનારા સ્વદેશી અને જરતોસ્તી ઇરાનીઓજ હતા. તવારીખમાં તેઓ મીદને નામે ઓળખાયા છે. એ મીદ લોકોનો સરદાર યુનાની લખનારાઓ મુજબ દીજોસીસ નામનો હતો, જે પ્રથમ અશુરી લોકોની તાબેદારીમાં હતો, પણ પાછળથી લગાર મજબૂત બની માથું ઉચક્યું ત્યારે તેનાં તમામ કબીલા સાથ અશુરી રાજાએ તેને દેશબદર કીધો. પણ તેનો વડો બેટો બચી ગયો હતો તેણે મીદ ટોળાની સરદારી લઇને મીદયા દેશમાં નાનકડું રાજ્ય બરપા કીધું, કે જે થોડાં વરસમાં એટલું બધું બળવાન થવા પામ્યું કે તેના નબીરા ક્યાકસરીસે આસપાસના ઇરાની ટોળાઓને ભેગા કરી, તેમની સરદારી લઇ તથા બેબીલનના તે વેળાના રાજાને પોતાની મદદગારીમાં રાખીને એસીર્યા ઉપર ચઢાઇ કીધી અને તેને જીતીને પોતાનાં મીદિયાનાં રાજ્ય સાથ જોડી નાખ્યું. આ બનાવ પછી કેટલાંક વરસ સુધી ઇરા-

નમાં પાછી જરતોસ્તીઓની હકુમત ચાલુ રહી; પણ બહુ નવાઇ જેવી આ વાત છે કે આગળ ઇશારો કીધો છે તેમ બુન્દેહશના પેહલવી ગ્રંથમાં કે શાહનામાંના ફાર્સી ગ્રંથમાં આ ટોળા વિશે અને તેના ક્રવર્તીશ તથા કેયાકસરીસ જેવા નામીચા શાહોની બહાદુરી વિશે એક શબ્દ પણ જણાતો નથી।

## પારસી ટોળાનું પુરાતનપણું.

આ ગફલતીનો કાંઇ સબબ હોય યા નહિ હોય; પણ એજ રીતે પાછળથી આ મીદ જરતોસ્તીઓને તાબે કરનારા નવા ટોળા બાબે પણ આ ગ્રંથોમાં બિલકુલ ચુપકીદી જોવામાં આવે છે. આ નવો ફતેહમંદ ટોળો તે આપણુ પારસીઓને ભારે મગરૂરી સાથ યાદ રાખવા જેવો હખામની વંશને નામે દુનિયાના ઇતિહાસમાં પ્રસિધ્ધ થયલો પારસી ટોળો હતો, કે જેને એસીર્યાના રાજાઓ પોતાના લેખોમાં પાર્સુઆ અથવા બાર્સુઆને નામે ઓળખાવી ગયા છે, અને તેના એ નામ ઉપરથીજ આપણો ટોળો "પારસી" નામે ઓળખાય છે. આ ટોળાનો પેહલો શાહ હખામનીશ નામનો હતો, પણ તે તેમજ તેના પછીના એકાદ બે શાહો જેઓ આજના પાર્સ પ્રાંતમાં ઠરીઠામ થયા હતા, તેઓનું શુરૂઆતનું બળ જેવુ જોઇએ તેવું ન હોવાથી તેઓ મીદીયાના છેલ્લા શાહાનશાહો કયાકસરીસ અને એસ્તાયેજીસને ખંડણી આપતા હતા; પણ એ ટોળાનો ચોથો યા પાંચમો શાહ કુરૂશ એવો બળવાન નિવડયો કે તેણે ઇ. પુ. ૫૫૮ માં એસ્તાયેજીસને હરાવીને તેના રાજયને પોતાના રાજ્ય સાથ જોડીને પેહલી મોટી પારસી શાહાનશાહતનો પાયો નાખ્યો આ પાદશાહત ૨૨૯ વરસો સુધી ચાલુ રહી, જેના છેલ્લા પાદશાહો જેવા કે અર્દશીર દરાજદસ્ત ( કે જેને શાહાનામામાં "બેહમન" ને નામે પણ ઓળખાવ્યો છે, તે ) અને તે પછીના શાહદારા ( દારાયસ કોડોમાનસ ) સુધીના અનેક શાહોને શાહાનામામાં કેયાની વંશના ગુસ્તાસ્પ પછીના છેલ્લા પાદશાહો તરીકે ઓળખાવ્યા છે, કે જે ગુસ્તાસ્પ પછી ઇરાનમાં ચાલેલી અંધાધુંધી અને સીકંદર સુધીનો લાંબી મુદતનો ગાળો પુરવાની તરતીબ માત્ર છે. આ શાહો ( યાને બેહમન, હોમાય, દારાબ અને દારા ) કાંઇ કેયાની નહિ પણ હખામની પારસી શાહો હતા, જેમનાં નામો ઇરાનમાં બીસતુન પાહડ ઉપરના ખીલારોકા લેખો તથા યુનાની લખનારાઓના ગ્રંથો ઉપરથી આર્તાજર્કસીસ લોંગી માનસ ( અરદશીર દરાજદસ્ત ) ( બેહમન ), દારાયસ નોથસ, આર્તાજર્કસીસ ( અર્દશીર ) બીજો, દારાયસ ઓકસ ( અરદશીર ત્રીજો ) દારાયસ કોડોમાનસ ( દારાયવુશ—દારા) એવા મળેછે.

## કેયાની અને હખામની વંશોની ભેળભેળ.

હખામની વંશના ઉપલા છેલ્લા શાહો તેજ કેયાની વંશના છેલ્લા શાહો હતા—એટલે જે કેયાની વંશ છેક ઇ. પુ. ૩૩૩ માં સિકંદર ઇરાન ઉપર ચઢાઇ લાવ્યો ત્યાં સુધી ચાલુ હતો—એ માન્યતા ગઇ સદીની અધવચ સુધી કાયમ હતી; પારસી દસ્તુરોજ નહિ, પણ સર વીલ્યમ જોન્સ, સર વીલ્યમ ઉઝલી, સર જોન માલ્કમ સર ક્લેમેન્ટસ માર્કહામ, અને છેલ્લે મી૦ એસ. જી. ડબ્લ્યુ બેનજામીન વગેરે ગ્રંથકારો, કે જેમનો ઇરાની તવારીખનો અભ્યાસ ફારસી ગ્રંથોનો આધારે વધારે હતો, તેઓ પણ કેયાની અને હખામની વંશોની ભેળભેળ કરી ગયા છે. પણ ઇરાનના ખીલારોકા લેખોની શોધે અને ઉકળાણે આ ગોટાળો ખુલ્લો કરી આપ્યો છે, તેમાં બાઇબલ અને યુનાની તથા અર્માની તવારીખોના અભ્યાસે પુરતી મદદ આપીને કેયાની વંશ પછી લાંબી મુદતે અમલ ભોગવી ગયલા મીદિયન અને હખામની વંશોને નવી હસ્તીમાં આણ્યા છે, અને એ રીતે કદીમ ઇરાનની બુલંદી અને બુજર્ગીમાં વધારો કરનારો ઇતિહાસનો નવો સફો ખુલ્લો થયો છે.

## હુઆફ્રીદ—એક તદન નવોજ વંશ.

મીદિયન શાહનશાહત ઇસ્વી પુર્વે સાતમી સદીમાં બરપા થાય તે આગમજ એક નવો ઇરાની જરતોસ્તી ટોળો રાજ્ય ભોગવી ગયલો સંભવે છે. તેનું નામ " હુઆફ્રીદ " મનાય છે. અલબત બુન્દેહશમાં કે શાહનામામાં તેનું નામ કે નિશાન નથી. પણ આવાં યસ્તમાં છેવટે કોઇ ભણનારું અરજ ગુજારતો જણાય છે, જેને માટે " દીન કર્દ " નામના નામીચા પેહલવી ગ્રંથમાં જણાવ્યું છે કે તેણે પોતાનો વંશ સ્થાપ્યો હતો. પણ દિલગીરી ભરેલું છે કે તે પાદશાહના સંબંધમાં બીજે કેયેથી પણ વધતી કે ઓછી હકીકત મળી નથી માટે આ " હુઆફ્રીદ " વંશને ઇરાનની તવારીખના કયા ભાગમાં મોકરવો તેની સમજ પડતી નથી.

## અશકાની અને સાસાની અંમલ.

આ હુઆફ્રીદ, મીદ, હખામની, એ સઘળા ઇરાની યાને સ્વદેશી વંશો હતા. છેલ્લા વંશના છેલ્લા શાહ દારાને જીત્યાબાદ ઇ. પુ. ૩૩૦ માં ઇરાનમાં એકવાર ફરીને પરદેશી અમલ ચાલુ થયો તે યુનાની અમલ હતો. સિકંદરને કશાં ફરજંદ ન હોવાથી, અને માત્ર ૩૨ વરસની ઉંમરે તેનું મરણ નિપજેલું હોવાથી તેનું રાજ્ય તેની ઓહળી ફતેહ કરી આપનારા સરદારોમાં વેંહચાઇ ગયા પછી તેઓ પોતપોતામાં લડી મુઆ, અને એક સદીની

મુદ્દત બાદ ઇરાનનું રાજ્ય ઇ. પુ. ૨૨૬માં પારથ્યન પ્રજાના હાથમાં ગયું, જેના વડા સરદાર અશ્કનાં નામ ઉપરથી તેનો વંશ "અશ્કાની" ને નામે તવારીખમાં મશહુર થયો. હવે આ કોઇ પરદેશી વંશ ન હતો. તે ઇરાનના પારથ્યા અથવા પહલવ પ્રાંતમાં હકુમત ચલાવતો હતો, અને યુનાનીઓની દિનપરદિન વધતી જતી નિર્બળતાનો લાભ લઇને તેણે છુટાપણાનો ઝુંડો ઉઠાવ્યો, જેમાં બીજી ઇરાની કોમો જોડે પાર્સના પારસી રાજાઓ પણ શામેલ થયા. શુરૂઆતમાં આ અશકાની શાહોએ પાર્સના હખામની શાહોને પગલે ચાલીને રૂડો અમલ ચલાવ્યો, અને પારસી સુધાં તમામ ઇરાની પ્રજાઓનો ચાહ મેળવ્યો. એ શાહોને જરતોશ્તી ધર્મ ઉપર આસ્થા હતી, કારણ કે છેવટ સુધી તે ઇરાનનો પ્રજાધર્મ હતો. પાછળા અશકાની શાહો પોતાની ઇરાની પ્રજાઓ તરફ એટલા જુલમી અને બેદાદ બન્યા કે પાર્સના શાહજાદા અર્દશીરે છેલ્લા અશકાની શાહ અર્દવાન સામે બંડ મચાવી છુટાપણું મેળવ્યું અને એ રીતે ઇરાનમાં બીજી મરતબે બળવાન પારસી પાદશાહતની સ્થાપના થઇ (ઇસ્વી સન ૨૨૬). આ પાદશાહત ૪૨૬ વરસ સુધી કાયમ રહી, જે દરમિયાન અર્દશીર, શાહપુર, નોશીરવાન, ખુસરૂ વગેરે નામચીન શાહોએ ઇરાનની કીર્તિ એશિયા ઉપરાંત યુરોપમાં પણ આશકારા કીધી. એમ કરતાં ઇસ્વી ૬૫૧માં અરબ લોકો ઇરાનના ધણી થયા, કે જેઓ જોહાક પછી ઇરાન જીતનારી બીજી સેમિટિક અથવા પરદેશી કોમના હતા.

### કદીમ ઇરાનની હકુમતના બાર તબકકાઓ.

અરબોના આ પરદેશી અમલ સાથે ગણતાં તમો જોઇ શકશો કે પુરાતન ઇરાનમાં બુન્દેહેશમાં તથા શાહનામામાં જણાવ્યા મુજબના માત્ર ચારજ ઇરાની ટોળાઓ અમલ ભોગવી ગયા નથી, પણ તેવા બીજા અનેક હતા. વળી તમે જોયું છે તેમ આ ઇરાની ટોળાઓનો અમલ કાંઇ એક પછી એક, યાને સિલસિલાબંધ ચાલુ રહયો ન હતો, પણ વચગાળે અનેક પરદેશી ટોળાઓએ પણ અમલ ચલાવ્યો હતો. આમ હોવાથી ઇરાનની તવારીખ સ્વદેશી અને પરદેશી મલીને કુલે ૧૨ ટોળાઓના અમલમાં વેંહચાયલી જણાશે :-

૧—પેશદાદ ( ઇરાની )
૨—જોહાકી ( પરદેશી)
૩—પેશદાદ અથવા ફરીદુની ( ઇરાની )

૪—તુરાની પરદેશી )
૫—કેયાની ( ઇરાની )
૬—અશુરી ( પરદેશી )
૭—મીદિયન ( ઇરાની )
૮—હખામની (ઇરાની )
૯—યુનાની ( પરદેશી )
૧૦—અશ્કાની ( ઇરાની )
૧૧—સાસાની ( ઇરાની )
૧૨—અરબ ( પરદેશી )

આ ટોળાઓમાંનો બીજો, છઠો, નવમો, અને બારમો—એ ચાર ટોળાઓ શુદ્ધ પરદેશી હતા; પણ ૪થો તુરાની ટોળો શાહ ફરીદુનના વંશમાંથી બરપા થયો હતો અને તેનો ધર્મ ઇરાનીઓના યજદાં પરસ્તી ધર્મને લગભગ મળતો હતો. માટે તેને બીજા પરદેશી ટોળાઓના વર્ગમાં એકદમ મૂકી શકાય તેમ નથી.

**ભાષણના ત્રણ મુદ્દાઓ.**

સાહેબો, આ ભાષણમાં મેં બે ત્રણ મુદ્દા રજુ કરી તે બાબે વિવેચન કરવાનું માથે લીધેલું છે, તેમાંનો બીજો મુદ્દો ઇરાનમાં અમલ ભોગવી ગયલા ચારને બદલે સાત ઇરાની ટોળાઓને લગતો છે. પેહલા મુદ્દામાં આપણે એમ જોઇ ગયા છિયે કે જે કદીમ દેશના ઇતિહાસની આજે આપણ ઉડતી તપાસ લઇએ છિયે તેનું આજનું નામ ઇરાન છે ખરૂં, પણ વંદીદાદમાં જણાવેલું બહુ કદીમ ઇરાનવેજ તે આ ઇરાન નથી.

હવે આપણે ત્રીજો મુદ્દો તપાસિયે.

**સેંકડો વરસોની ઉમરના ભૂલાવો ખવાડનારા દાખલા.**

આપણે જોયું કે ઇરાનમાં દાખલ થયલા આર્યોનો પેહલો ટોળો પેશદાદને નામે ઓળખાયો છે. આ ટોળામાં હોશંગ, તેહમુરસ અને જમશીદ જેવા શાહો પ્રખ્યાત થઇ ગયા છે. જમશીદને માટે વંદીદાદમાં જણાવ્યું છે કે તેણે ત્રણ ત્રણશો વરસોને ગાળે ત્રણ મરતબે ઇરાનવેજની ભૂમિનો વિસ્તાર દક્ષિણ ભણી વધાર્યો હતો. આ શહાદત ખરી માનિયે તો જમશીદે નવશો વરસ રાજ્ય ભોગવેલું ગણાય. પણ તમને સ્વાભાવિક સવાલ ઉત્પન્ન થશે કે શું એક ઇનસાન નવશો વરસ જીવી શકે? બીજા

દેશો તરફ નજર કરિયે છિયે તો ત્યાંથી પણ એવીજ લાંબી ઉમરના દાખલા આપણને હેરત કરે છે. જેમકે યહુદી ધર્મ પુસ્તકો મુજબ આદમ અને નુહ જેવા પેગમ્બરો નવશેથી વધારે વરસ જીવ્યા હતા. આપણા હિંદુસ્તાન દેશમાં આવેલા આર્યોના મનૂ અને નારદ જેવા રૂષિઓ અને મુનિઓ પણ સેંકડો વરસ જીવ્યા હતા એમ પુરાણો ઉપરથી જણાય છે. પણ આવા દાખલાઓથી આપણે ભુલાવો ખાવો નહિ જોઇયે. દંતકથાનું બળ કેટલાક દાખલાઓમાં આપણને આંજી નાખે તેવું જોરાવર હોય છે. એ કથાઓ એટલી બધી મોહક અને દિલજીત હોય છે કે તેમની અતિશયોકતિઓ, શરાહગાનો અને અશકય વાતોનું આપણને ભાન થવા છતાં આપણુ તે વાતોને ખરી દાખલ માનવાનું અને કબૂલ રાખવાનું મન કરિયે છિયે અને ભોળાં દિલથી ઉદાર બનીને વમાસિયે છિયે કે હજારો વરસો ઉપર આવા અસાધારણ બનાવો બન્યા હોય અને ઇનસાનો સેંકડોથી હજારો વરસોની ઉમર ભોગવી ગયા હોય એમ કાં નહિ બની શકે?

## જમશીદ સંબંધી દંતકથા.

હવે દંતકથા તે કાંઈ ઇતિહાસ નથી. તવારીખ માટે પ્રથમ શરત તારીખ યાને દાહડા વારની હોવી જોઇયે. તેવી તારીખ વિનાની વાતો મોટે ભાગે કલ્પિત હોય છે, માટે સેંકડો વરસની ઉંમર અથવા તેટલીજ લાંબી એક પાદશાહના અમલની મુદત આજના આપણાં જ્ઞાન અને બુધ્ધિથી તપાસિયે તો ખરી મનાશે નહિ. વંદીદાદમાં જમશીદના અમલના ૯૦૦થી ૧૦૦૦ વરસ જણાવ્યાં છે; બુન્દહેશમાં એ સંખ્યા ૬૧૬ની અને શાહનામામાં ૭૦૦ વરસની જણાવેલી છે. આ ફર્કમાં ઘણો દમ નથી તોપણ છશો સાતશોથી નવશો અને એક હજાર વરસની ઉમર માનવી ભોગવી જાય એ ખિયાલમાં ઉતરે તેવી વાત નથી. વંદીદાદ મુજબ દાદાર હોરમજદે જમશીદને પોતાની દીન શીખવનાર પેગમ્બર ઠરાવવા માગ્યો હતો, પણ આ મોટાં માનને પોતે લાયક નથી એમ જણાવીને જમશીદે તે કબુલ રાખવાની ઉપકાર સાથ ના પાડી હતી, તોપણ તે તેના પેદાકરનારનો વિશ્વાસુ હતો. આ વિશ્વાસ તેણે પોતાના અંમલના છેલ્લાં વરસો ઉપર ખોઇ દીધો, કારણ કે જમ્યાદ યશ્ત મુજબ તે એક જુઠો સખુન બોલ્યો, અને શાહનામાં મુજબ તે સખુન એ કે તેણે પોતે ખુદા હોવાનો દાવો કીધો. આથી તેને ખુદા તરફથી મળેલું ખોરેહ યાને પાદશાહી નૂર ઊડી ગયું અને તેના ભાઇએ તેને પકડી આપ્યાથી પરદેશી ચડાઇ લાવનાર જોહાકે તેને મારી નાખ્યો અને ઇરાનનો પોતે ધણી થઇ બેઠો.

## જોહાક સંબંધી દંત કથા.

હવે જોહાકને માટે બુન્દેહશ તેમજ શાહનામું જણાવે છે કે એ પરદેશી રાજાએ ઇરાનમાં ૧૦૦૦ વરસ રાજ્ય ભોગવ્યું હતું. અવસ્તામાંથી જોહાકનો ઇશારો વારંવાર મળે છે, પણ ત્યાં એક પણ ઠેકાણે એમ નથી જણાવેલું કે તેણે એક હજાર વરસ અંમલ ચલાવ્યો હતો. ત્યાં તેની બુરાઇને લીધે તેને અજીયાને સર્પ કહયો છે, અને તેને દહાક યાને ડંખ મારનાર તરીકે ઓળખાવ્યો છે. "અજીમ્ દહાકેમ" શબ્દો ઉપરથી "અજીદહાક" અને તે ઉપરથી અજદહા શબ્દો બનેલા છે. દહાક ઉપરથી જોહાક નામ બન્યું છે, પણ અરબી લખાણોમાં દહાકને દેહ = દશ અને આક=એબ એવા બે શબ્દોમાં વેંહચીને આખા બોલનો અર્થ દશ એબ અથવા ખામીવાળા તરીકે એ પરદેશી પાદશાહને ઓળખાવ્યો છે. વળી એમ પણ લખી ગયા છે કે દહાક અથવા જોહાક એક એવો સર્પ હતો કે જેને માછલી જેવાં એક હજાર ભિંગડાં હતાં. આ સઘળી માત્ર અસ્લી વાતો સમજમાં ઉતારવા જેવી યુકિતઓ છે. અવસ્તામાં જોહાકને ત્રણ માંથાંનો જણાવ્યો છે, તે ઉપરથી શાહનામામાં તેની બેઉ ખાંધો ઉપર બે સાંપોની ઉત્પત્તિ કરીને તેનાં ત્રણ માથાં ગોઠવી આપ્યાં છે. પણ આ સઘળી દંતકથા છે જેનો ભેદ ખુલ્લો કરવાની આજે આપણી મતલબ નથી. પણ એટલું તો કહીશું કે જોહાક બબ્રિ યાને બેબીલન દેશનો હતો, માટે તે સ્વદેશી નહિ પણ પરદેશી શાહ હતો. જો તેણે ઇરાનમાં એક હજાર વરસ રાજ્ય ચલાવ્યું હોય તો તેની પોતાની ઉંમર એ કરતાં વધુ લાંબી હોવી જોઇયે. જોહાક પછી એક હજાર વરસે ફરીદુન પાદશાહ થયો, કે જેનેમાટે લખી ગયા છે કે તેણે ૫૦૦ વરસ રાજ ચલાવ્યું હતું.

## લાંબી ઉમરનો માનવા જોગ ભેદ.

હવે જમશીદ અને જોહાક અને ફરીદુન આ રીતે ૫૦૦ થી ૧૦૦૦ વરસ સુધી લાંબામાં લાંબી હકુમત ચલાવી ગયા તેનો ભેદ એકજ હોવો જોઇયે, અને તે એમ કે એ નામના નવાં નવાં રાજ્યો સ્થાપનારાઓના સંખ્યાબંધ શાહોથી બનેલા આખા વંશે ઇરાનનાં તખ્ત ઉપર અમલ ભોગવ્યો હોય તેનો એકંદર સરવાળો સેંકડો વરસોનો થવા પામ્યો હોય તે આ દરેક વંશના સ્થાપકનાજ અંમલની મુદત તરીકે સમજવામાં આવ્યો હોય. આ દરેક વંશની સેંકડો વરસની ગણતરી પણ આપણે ખરી માની લેવાની નથી. અસ્લી લોકો લાંબી સંખ્યાના આંકડા ગણાવી ગયા નથી. અવસ્તાઇ જમાનાના આપણા પૂર્વજોમાં દશ હજારથી વધારે લાંબી રકમનો આંકડો

વપરાયલો જણાતો નથી. તેઓના જણાવ્યા પ્રમાણે ફ્રેરોહર નામની એક એવી શકિત છે. કે જે સકળ સૃષ્ટિમાં ફરી વળેલી છે. તે અસંખ્યાત છે, યાને તેની ગણતરીજ નથી અને તોપણ ફ્રરવરદીન યસ્ત ગણાવે છે તેમ ફ્રેરોહરની સંખ્યા ૯૯૯૯૯ ની છે. આ આંકડો સૂચવે છે કે આપણા અવસ્તાઇ નિયાગાનો દશ હજારના આંકને બેહદ લંબાઇનો સમજતા હતા, અથવા બીજા બોલોમાં કહિયે તો, જ્યારે અતિ લાંબી સંખ્યા અથવા મુદત વિશે કેહવું હોય ત્યારે તેઓ તેને દશ હજાર ઉપર લઇ જઇ મુકતા હતા. એજ રીતે જ્યારે કોઇ માણસની ઉંમર અથવા કોઇ વંશના અંમલની મુદત લાંબી બતાવવી હોય ત્યારે તેઓ સેંકડોથી તેની ગણતરી કરતા હોવા જોઇએ.

## એકજ નામે ઓળખાતા ઘણા રાજાઓ.

આપણાં મનમાં સવાલ ઉત્પન્ન થાય છે કે શું જમશીદ અને જોહાક અને ફ્રરીદુન પુરેપુરાં ૯૦૦ અને ૧૦૦૦ અને ૫૦૦ વરસ રાજ્ય ભોગવી ગયા હશે? નહિજ. એકજ મીડાંથી ગણાતાં વરસોને આપણે આસરે અથવા અટકળે ગણાયલાં લેખવાં જોઇયે. પણ એટલુંજ નથી. આપણો મૂળ સવાલ તે આ છે કે જમશીદ નામના એકજ ભલા પાદશાહે અને જોહાક નામના એકજ બુરા પારશાહે નવશો અને એક હજાર વરસની પાદશાહી ભોગવી હશે? જવાબ મળશે કે—નહિ; એમ બનેજ નહિ. એકજ માણસ આવડી લાંબી મુદત સુધી જીવી શકે એ બનાવ માણસ જાતની જીવન શકિતને લગતા કુદ્રતી નિયમથી ઉલટો દિસે છે. ઘણાંમાં ઘણાં એક-શોથી દોઢસો વરસ ઇનસાનની લાંબાંમાં લાંબી જિંદગીની લંબાઇની હદ બતાવવા માટે આજે પુરતાં મનાય છે. એટલા માટે જમશીદ અને જોહાક અને ફ્રરેદુનના અંમલનાં સેંકડો વરસોની સખ્યા કલ્પિત લેખાવી જોઇયે. પણ જો એ મુદત માંનવા જોગ હોય તો એકજ શરતે મનાય કે તે એક નહિ પણ અનેક પાદશાહોના અમ-લના ભેગા સરવાળાની મુદત હોય. આ લાંબી મુદતોનો ભેદ એજ હોવો જોઇએ કે જમશીદના અમલનાં ૯૦૦ વરસ તે જમશીદે સ્થાપેલા જમશીદી વંશના સંખ્યાબંધ પાદશાહોના અંમલનો સરવાળો છે, પછી તે વરસો બરાબર નવશોજ હોય કે તેથી ઘણાં ઓછાં હોય, અને જોહાકના વધારે લાંબા અંમલનો ભેદ પણ એવોજ હોઇ શકે કે એ પરદેશી શાહના પરદેશી વારસોએ ઇરાંનમાં લાંબી મુદત સુધી રાજ્ય ચલાવ્યું હતું. આજના યાને ઇસવી સનેના જમાનામાં એવાજ પરદેશી અમલ દક્ષિણ હિંદુસ્તાનમાં "પહલવ" નામના પારથ્યન બુન્યાદના ઇરાની રાજાઓએ શુમારે એક હજાર વરસો

સુધી ચલાવ્યો હતો, જેઓ "પહલ્લવ" ને નામે ઓળખાઇ ગયા છે. એમ તો કાંઇ હતું જ નહિ કે પહલવ નામનો રાજા એક હજાર વરસ અમલ ભોગવી ગયો હતો.

## ફરીદુનની વંશાવળિ ઉપરથી મળતી શહાદત.

હવે આ આપણું અનુમાન છે, પણ એ અનુમાન ખરૂં છે એમ સાબેત કરવા માટેની કાંઇક શહાદત જોઇતી હોય તો તે પણ આપણને મળી શકે એમ છે. શાહ નામું આપણને જણાવે છે કે જમશીદ પછી જોહાક, અને જોહાક પછી ફરીદુન ઇરાનનાં તખ્ત ઉપર એક પછી એક આવ્યા હતાં. આ ગ્રંથ મુજબ ફરીદુન આત્બીન નામના ઇરાનીનો બેટો હતો, કે જે જમશીદનો નબીરો હતો. પણ બુન્દેહશ આ શગાઇ ખોટી અથવા ખામી ભરેલી જણાવે છે. તેમાં આપેલી ફરીદુનની પહેડી ઉપરથી જણાય છે કે ફરીદુનના બાપનું નામ આત્બીન નહિ પણ પૂર-તોરા હતું, અને તેની અટક "અસ્પિયાન" હતી, જે ઉપરથી આથ્વીઆન અને આત્બીન શબ્દો તબદિલ થઈને બન્યા હતા. એટલા માટે ફરીદુનના બાપનું નામ આત્બીન ન હતું પણ તેની અટક તેવી હતી. હવે ફરીદુનને જમશીદ પછી ત્રીજી નહિ પણ દશમી પેહડીએ ઉતરેલો બુન્દેહશ જણાવે છે, અને આ બેઉ પાદશાહોની વચ્ચેના નવ પુ:ષોનાં પુરેપુરાં નામો આપે છે, જે ઉપરથી જણાય છે કે એ બેઉ નામવર શાહોની વચ્ચે ઓછાંમાં ઓછાં હદીશોથી ત્રણસો વરસો પસાર થવાં જોઇએ. જમશીદ અને ફરીદુન વચ્ચેનો આ ગાળો જો બરાબર લેખીએ તો જોહાકી જેવા પરદેશી વંશનો અંમલ એટલીજ મુદ્દતનો લઇ શકાય.

## લાંબી ઉંમરનો એક હુસવાસરખો દાખલો.

હવે આપણી એજ દલીલ ફરીદુનનાં ૫૦૦ વરસના કહેવાતા અંમલને પણ લાગુ પડશે—એટલે જે તે શાહ અને તેના વંશજોએ ઇરાનમાં આટલી બધી લાંબી યા તેથી ઓછી મુદત સુધી રાજ્ય કીધું હોઇ શકે. બુન્દેહશ મુજબ ફરીદુન જમશીદની ૧૧ મી પહેડીએ જન્મયો હતો એમ એકવાર શાહનામા કરતાં આ વધારે પુરાણાં ગ્રંથને આધારે સિધ્ધ થાય છે, તો પછી જમશીદ શાહની અરનવાજ અને શેહરનવાજ નામની બે બેહનો કે જેમનાં નામો અવસ્તામાં એરેનવાચ અને સવંધવાચ જેવાં મળે છે, તેમને ફરીદુને જોહાકને માર્યા બાદ પોતાની રાણીઓ બનાવવાની કાહણી બિલકુલ કલ્પિત સાબેત થાય છે. જોહાકના જમાનામાં તેઓ એક હજાર વરસ ગુજારે તે આગમજ પોતાના ભાઇ જમશીદના અમલમાં તેઓએ સેંકડો વસરની જિંદગી ગુજારેલી હોવી જોઇએ. ત્યારે એવી લગભગ દોઢથી બે હજાર વરસની ઉમરની શાહજાદીઓ

જવાન ફરીદુનને પોતાની તરફ ખેંચીજ કેમ શકે, એ એક સવાલ છે! આ દાખલો સાબેત કરવા માટે પુરતો છે કે લાંબી લાંબી મુદતોની આપણુને આપવામાં આવેલી ગણુતરીઓ હદથી બેહદ જીયાદા હોવાને લીધે જેમ હસવા સરખી તેમજ ખોટી છે.

### મીનોચેહર પેશદાદ વંશનો ન હતો.

શાહનામામાં જણાવ્યા મુજબ ફરીદુન પછી ઇરાનનાં તખ્ત ઉપર તેનાં બેટા ઇરચની બેટીનો બેટો કે જે મીનોચેહરને નામે ઓળખાયો છે તે બેઠો, અને તેણે ૧૨૦ વરસ રાજ્ય ભોગવ્યું. આમાં પણ તવારીખને બદલે દંતકથા સમાયલી છે. ફરીદુનના પાનસો વરસની લાંબી મુદતના અમલમાં તેના બેટાઓ અને નબીરાઓ વગેરેના રાજ્ય અમલનો સમાસ થવો જોઇએ. બુન્દેહશે આપેલી વંશાવળી ઉપરથી શાહનામાની દંતકથા ખોટી પડે છે, કારણ કે મીનોચેહર ફરીદુનની ચોથી પેહડીએ નહિ પણ છેક સોળમી પેહડીએ ઉતરેલો હતો. ઇરચની બેટીની બેટીની પેહડીમા તે હોવાથી તે જેમ પેશદાદ વંશનો નહી ગણાય તેમ ફરીદુની વંશનો પણ નહિ લેખાય. છતાં સહી તવારીખની ગેરહાજરીમાં મીનોચેહર તો શું પણ તેનો બેટો નોદર અને તે પછી કેરસાસ્પ અને જવ જેવા શાહોને પણ પેશદાદ વંશમાંજ ઘુસાડેલા જણાય છે.

### કેયાની વંશના નવા શાહો.

મીનોચેહર અને ત્યાર બાદ કેયાની વંશના કોબાદ, કાઉસ, લોહરાસ્પ અને ગુસ્તાસ્પ, એ દરએક શાહના અમલની મુદત ૧૨૦ વરસની જણાવવામાં આવેલી છે, પણ તેમાંબી બીજા નાના મોટા શાહોના અંમલની નાની મોટી મુદતનો સમાસ થવો જોઇએ. આ બાબતમાં આપણુને અનુમાન ખેંચવામાં બુન્દેહશ અને તેની જોડે અવસ્તાઇ લખાણોની મદદ મળે એમ છે. ફરવરદીન યશ્તમાં કેયાની શાહોનાં ફરોહરોને યાદ કરતાં કેકોબાદ અને કેકાઉસ અને કેખુસરોના જાણીતાં નામોની વચમાં એવાં થોડાંક નામોને યાદ કરવામાં આવ્યા છે કે જેમને આ ત્રણની બરાબરનાં ગણીને કય અથવા કેયાની તરીકે ઓળખાવ્યાં છે. જેમકે કેકોબાદ, કેઅપીવેહ, કેઅર્ષ, કેબ્યાર્ષ, કેપીસાન, કેકાઉસ, કેસિયાવશ, કેખુસરૂ, લોહરાસ્પ અને ગુસ્તાસ્પ.

### તેમની હસ્તીનો સબબ.

આ નામો સાબેત કરે છે કે કેકોબાદથી કએ ગુસ્તાપ સુધી શાહનામુ માત્ર પાંચજ કેઆની શાહોના નામો આપી જાય છે તેને બદલે દશ શાહો કેઆની તખ્ત

ઉપર બિરાજી ગયા હતા. બુન્દેહશ પણ આ સઘળાં નામોને એકસરખા શાહ તરીકેનાં જણાવી જાય છે. આમ હોવાથી આપણને અનુમાન બાંધવાને કારણ મળે છે કે કએ કોબાદનાં ૧૨૦ વરસના અને કએકાઉસના ૧૫૦ વરસના અમલોની લાંબી મુદતોમાં કએ કોબાદના બેટા કએ અપીવેહ અને કએકાઉસના ભાઇઓ અથવા બેટાઓના અમલના વરસો પણ ગણાવાં જોઇએ. કએખુસરો જેવા બહાદુર અને ફતેહમંદ શાહનો અમલ ૬૦ વરસો ત્યારે તેના બપાવા કએકાઉસનો અમલ ૧૫૦ વરસોનો કાંય? વળી કએખુસરૂ વગર વારેસે મરણ પામેલો હોવાથી લોહરાસ્પ તખ્તે આવ્યો હતો તો તેનું નામ ફરવરદીન યસ્તમાં કાં યાદ કરવામાં આવ્યું ન હશે? તેનો અને તેના બેટા ગુસ્તાસ્પનો દર ૧૨૦ વરસનો અમલ પણ એમજ સુચવે છે કે આ ૨૪૦ વરસની મુદતમાં બીજા અનેક કેઆની શાહો તખ્ત ભોગવી ગયલા હોય, અથવા તો તેમના અંમલની આવડી લાંબી મુદત વધારી દીધેલી હોય.

કયાની પછી મીદ કે હખમની, અશ્કાની કે સાસાની વંશનો કોઇપણ પાદશાહ ૧૨૦ વરસ રાજ્ય ચલાવી ગયલો જણાયો નથી, તે બતાવે છે કે આપણ જેમ જેમ તવારીખના દહાડાવાર સાથના સહી જમાના ઉપર આવતા જઇયે છિયે તેમ તેમ પુરાણા લખનારાઓ સચ્ચાઇના સીધા રસ્તા ઉપર આવતા જણાય છે, અને ઇનસાનના ઉમરની સ્વાભાવિક હદ ઓળંગી જવા જેવું ગેરડાહપણ વપરાતું જોવામા આવતું નથી.

**ભાષણના ત્રણ મુદ્દાઓ.**

સાહેબો, આજે આપણ અહીંજ થોબીશું. આપણે આજે ત્રણ જુની માન્યતાઓને ખોટી પડેલી જોઇ છે. આપણે જોયું કે આજનું ઇરાન તે કાંઇ કદીમ ઇરાનવેજ નથી; વળી આપણે જોયું કે ઇરાનમાં માત્ર ચાર નહિ પણ ઓછામાં ઓછા બાર તબકાના જેમ સ્વદેશી તેમ પરદેશી પાદશાહો રાજ્ય ભોગવી ગયા હતા, અને છેલ્લે આપણે જોયું કે સેંકડો વરસોના અમલવાળા શાહોની એ મુદતમાં બીજા અનેક શાહોનો સમાસ થવો જોઇયે. આપણ ફરીથી પાછા મળીયે તે દરમિયાન તમો આ બાબત ઉપર પુખ્ત વિચાર ચલાવશો, એ મારી વિનંતી છે.



# કદીમ ઈરાન.

## ભાષણ બીજું.*

### ઇરાનની તવારીખના આધારો, અને તેને લગતા થોડાક મુખ્ય બનાવો.

**બાનુઓ અને ગૃહસ્થો,**

**તવારીખ અને દંતકથા.**

હરકોઇ દેશની તવારીખ ત્યારેજ સહી અને વિશ્વાસપાત્ર ગણાય, કે જ્યારે તે જે આધારો ઉપરથી રચાઇ હોય તે ભરૂસો રાખવા યોગ્ય હોય. આધાર અથવા ભરૂસા વનાની "તવારીખ"ને એ નામ છાજતું નથી. ખરી તવારીખ તો તે કે જે તારીખો સાથની હોય. "તવારીખ" શબ્દ પોતેજ "તારીખ"નું બહુ વચન છે; માટે જે દેશનાં રાજપાટનું બયાન તારીખો યાને દાહાડા વાર સાથનું હોય તે ભરૂસેદાર અને વાસ્તવીક ગણાય. તેવી તારીખો વનાનું બયાન ગમે તેવું રસીલું હોય, ગમે તેવું અસરકારક હોય, ગમે તેવું દેશાભિમાન પેદા કરનારૂં કે ઉસ્કેરનારૂં હોય, તોપણ તેની સચ્ચાઇ શકમંદ લેખાય. એવાં બયાનો તવારીખને બદલે દંતકથાના વર્ગમાં મુકી શકાય, કારણ કે તેમા કાહણી કિસ્સાનો મોટો ભેળ હોય. હવે દુનયાના સઘળા દેશો અને સઘળી શાહનશાહતોની તવારીખનો આરંભ આવી દંતકથાઓથીજ થયલો જોવામાં આવે છે; કારણ કે જે દેશોમાં લખવાનો હુનર હોતો નથી ત્યાંની "તવારીખ" તો માત્ર દંતકથાજ ગણાય છે. કદીમ જમાનાના ઘણાખરા દેશોમાં લખવાનો હુનર હસ્તી ભોગવતો જણાશે નહ. જ્યાં સુધી લખવાની સામગ્રીઓ હોતી નથી ત્યાં સુધી તવારીખી અગત્યના બનાવોની નોંધ પણ ફક્ત યાદદાસ્તમાંજ નોંધાય છે. કેટલાક દાખલાઓમાં આવી નોંધો કાગળના જમાના આગમજ ઝાડોનાં મોટાં લાંબાં પાત્રાં જે "પેપીરસ" (papyrus)ને નામે ઓળખાયાં છે તે, તેમજ પ્રાણીઓનાં ચામડાં અને માટીની ઇંટો

---

* રાહનુમાએ માજદયસ્નાન સભા તરફથી મી૦ પાહલનજી બરજોરજી દેસાઇએ આપેલાં ભાષણોની હારમાળા મધેનું આ ત્રીજું ભાષણ તા૦ ૨૫-૩-૨૨ ને દિને અંજુમનના આતશબેહરામવાળા હોલમાં આપ્યું હતું.

ઉપર ઉતારેલી આજે મળી આવે છે; અને વળી બીજે ઠેકાણે તો તે પાહડો ઉપર કોતરવામાં આવેલી જણાઇ છે. ચીન અને જાપાનમાં કાગળ બનાવવાનો હુન્નર બહુ પુરાણા કાળથી જાણીતો હતો; અને મસર દેશમાં પેપીરસ કાગળો વપરાતાં હતાં તેના ઇ. પુ. ૩૫૦૦ જેટલા બહુ કદીમ જમાનાના નમૂના આજે મળી આવ્યા છે.

## તવારીખ નોંધવાની જુદી જુદી રૂઢીઓ.

આમ છે ત્યારે તમને સ્વાભાવિક સવાલ પેદા થશે કે આપણા ઇરાન દેશની તવારીખની શી વ્યવસ્થા હતી? તે વાસ્તવિક તવારીખ છે કે દંત કથા છે? તે કાગજ ઉપર કે પથર ઉપર નોંધાઇ છે? અને તેને આપણુ ક્યારથી ભરૂસેદાર ગણી શકિયે? ઇરાનના પાડોશી રાજ્યો ખાલ્દીઆ, એસીર્યા અને બેબીલોન્યાના લોકો જેમ પથર ઉપર પોતાના લેખો કોતરી ગયા છે તેમ તેઓ માટીની કાચી તેમજ પાકી ઈંટો ઉપર પોતાની તવારીખ નોંધી ગયા છે. એસીર્યાનાં રાજ્યની સમાપ્તિ ઇરાનના મીદ લોકોએ આણ્યા પછી તેઓએ આ લખાણની રૂઢી વગેરે બાબતોમાં એસીયાનોની અનેક રીતે નકલ કીધેલી આપણા જાણ્યામાં નથી, પણ આ મીદ લોકોને જીતનારા હખામનની પારસીઓએ એસીયનોની કરેલી નકલ તો તેમના પાહડો ઉપરના લેખોથીજ નહિ પણ પથરોમાંથી કોરી કાહડેલા મનૂષ્યરૂપી જોધાઓ અને સિંહો અને મેહલો અને પાદશાહી સવારીઓ વગેરે ઉપરથી ખુલ્લી જણાઇ આવે છે, પણ ઈંટો ઉપર લખાણો કોતરવાનું પારસી ઇરાનીઓમાં ચલણ હોય એવુ જણાતુ નથી, તેનું કારણ આ હોય કે મીદ અને હખામની જમાનામાં કાગજ ઉપર લખાણ કરવાનો હુનર તેઓમાં જાણીતો થયો હોય. તેમની આગમજ પેશદાદ અને કેયાની જમાનાઓમાં તવારીખ નોંધવા કે યાદ રાખવાનું કેવું ચલણ અથવા રવૈયો હતો તે આપણ જાણતા નથી. તે માત્ર બાપથી બેટાને મળતો મોઢે યાદ રાખવાનો રવૈયો હશે.

## પાહડો અને અવસ્તાઇ ભણતરોમાંથી મળતી તવારીખ.

ગયા ભાષણમાં આપણે જોયું તેમ ઇરાનની તવારીખ પાદશાહોના સંબંધ તબકકાઓમાં વેંહચાયલી છે, અને જુદા જુદા તબકકાઓ પ્રમાણેના જુદા જુદા આધારો ઉપર તે રચાયલી જોવામાં આવે છે. શુરૂઆતમાંજ નહિ પણ છેક ગુસ્તાસ્પ પાદશાહના જમાના સુધી કાગજને બદલે પશુઓનાં ચામડાંઓ ઉપર તવારીખી બનાવોજ નહિ પણ પવિત્ર ભણતરોની પણ નોંધો થયલી જણાય છે. પેશદાદ અને કેયાની

જમાના પછી અશ્રુરીઓની હકુમતના જમાનામાં ઇંટો ઉપર લખાણો થવાં હશે, જે પછી મીદ અને હખામની જમાનાના ઇરાનીઓ સુધારા અને હુનર ઉદ્યોગના વધારે પ્રકાશમાં આવેલા હોવાથી તેઓમાં કાગજનો ઉપયોગ જાણીતો હોય એ સંભવિત છે. હખામનીઓનું ઇને તેમના પછીના અશ્કાની અને છેલ્લે સાસાની શાહો પાહડો ઉપર પોતાના અગત્યના ખો અને નક્ષો કોતરાવી ગયા હતા તેના નમૂના હજી ત્યાં મોજુદ છે. આ સઘળું લેતાં આપણને કબુલ કરવું પડશે કે પેશદાદ અને કેયાની શાહોની કારકિર્દીની નોંધ આજે આપણી કને જે કાંઇ છે તે મોટે ભાગે દંતકથા ઉપરથીજ રચાયલી હોવી જોઇયે. છતાં આ દંતકથાને મજબૂતી મળે એવા કદીમ લેખો આપણી કને આજે જળવાઇ રહેલા છે અને વળી તે પવત્ર ભણતરો જેવા લેખો છે. પણ તે પાછળથી લખાયલા છે. પેશદાદ વંશના ગયોમર્દ, હોશંગ, તેહમુરસ, જમશીદ, ફરીદુન, જેવા શાહોના ઇશારાઓ જોડે કેયાની વંશના કેકોબાદ, કેકાઉસ કેખુસરૂ અને કેગુસ્તાસ્પ જેવા શાહોના ઇશારાઓ પણ આપણાં અવસ્તાઇ ભણતરો ઉપરથી મળે છે. એજ મિસાલે કેરેશાસ્પ, સામ, થ્રીત, હોમ, તૂસ વગેરે પહેલવાનોનાં નામો પણ ત્યાં નોંધાયલાં છે. વળી ત્યાં આપણુ બીજા અનેક દીન દોસ્તો અને ધર્મ વીરોનાં નામો જોઇયે છિયે, જેઓમાં સંખ્યાબંધ બાનુઓનાં નામો પણ યાદ કીધેલાં જણાય છે. વળી જોહાક અને અફ્રાસિયાબ જેવા પરદેશી શાહોનાં અપવિત્ર નામો પણ આ પવિત્ર ભણતરોમાં એક સરખી સત્યતા સાથ નોંધાયલાં ાવામાં આવે છે. આ ઉપરથી એક બના સબ્ધ થાય છે કે શાહનામામાં આ સઘળાઓનાં જે વિગત, વાર બયાનો છે તે ધણીઓ છેક કલ્પિત તે નથીજ.

## વેદમાંથી મળતાં ઇરાની શાહોનાં નામો.

શાહનામુ ઇરાનની તવારીખનો એક મૂખ્ય આધાર છે, તો જોકે તેના પાછળાજ ભાગને વાસ્તવક તવારીખના વર્ગમાં મુકી શકાય એમ છે. શાહનામાનો મૂળ આધાર થોડાંક અવસ્તાઇ ભણતરો ઉપરાંત થોડાંક પેહલવી પુસ્તકો છે, જેઓ મધેનું એક તે પ્રખ્યાત "બુન્દેહસ્ન" કેતાબ છે. થોડોક ફર્ક બાદ કરિયે તો ફર્દુસીએ ઇરાનના શાહોના જે તબકકા પાડયા છે તે બુન્દેહશને મળતાજ છે. પેશદાદ અને કેયાની પાદશાહ પેહલવાનોનાં શાહનામામાં અપાયલાં બયાનને માટે અવસ્તા અને પેહલવી ઉપરાંત બીજા કશા લેખો કે લખાણો મળ્યાં નથી. જોહાક અને અફ્રાસિયાબ પરદેશી પાદશાહો હતા માટે તેમને લગતાં બયાનના તો, ઇરાની શાહો સાથ તેમનો જેટલી હદ

સુધી સંબંધ હોય તેટલીજ હદ સુધીના ઇશારાઓ ઇરાની આધારોમાંથી મળી શકે. આપણાં જમશીદ અને ફરીદુન અને કેખુસરૂ જેવા શાહોનાં નામો હિંદુઓનાં કદીમ રીગ વેદમાંથી મળી આવે છે, તે દાખલા પણ એ શાહોની હસ્તીને ટેકો આપનારા છે.

## યુનાનીઓએ આપેલી ઇરાનની તવારીખ.

પેશદાદ અને કેયાની વંશોને છોડી મીદ અને હખામની વંશો ઉપર આવતાં આપણી તવારીખના આધાર વધારે મજબુત થતા જાય છે, તો જોકે તે ઘણા ખરા પરદેશી આધારો છે. સ્વદેશી આધારમાં પાહડો ઉપરના લેખો અને ચીતારોજ માત્ર છે. અશુરી લોકો જેવી સાહિત્યની શોકી નઆપણી ઇરાની પ્રજા જણાઇ નથી. એસીર્યા અને બેબીલોન્યાના રાજાઓ અને લોકોના ઇતિહાસ અને રાહરસમને લગતા માટી પર લખાયલા જે દસ્તાવેજો અને તેવા દસ્તાજોથી બનેલી કેતાબોવાળાં કેતાબખાનાંઓ જેવાં તે સેમિટિક પ્રજાઓના મુલ્કમાંથી આજે ખોદી કહાડવામાં આવ્યાં છે તેવું કશુંજ ઇરાનમાંથી મળ્યું નથી, તો જોકે મીદ અને હખામની તો તેમના પછી હસ્તીમાં આવેલી પ્રજાઓ હતી. આગળા જમાનાઓમાં ઇરાનમાં કોઇજ તવારીખનવેશ ન હતા, પણ બાપથી દીકરાને વારસામાં મળતી દંતકથાજ તેમની તવારીખ હતી. આ દંતકથા અને બીસતુન જેવા પાહડો ઉપરનાં લેખો આપણી તવારીખને માટે પુરતાં નથી. જો યુનાનીઓ સાથ હખામનીઓને પડેલા સંબંધને લીધે તેઓ આપણા શાહોના બયાન આપી ગયા ન હોત તો, મીદ અને પારસી શાહો અને પેહલવાનોના સંબંધમાં આપણ આજ સુધી બીલકુલ અજાણ્યા રહી ગયા હોત. ટીશ્યસ, યુસીબ્યસ, સીન્કેલસ, બેરોસસ અને એ સર્વેના રાજા તરીકે મશહુર થયલો તથા "તવારીખના પિતા" તરીકે ઓળખાતો હીરોડોટસ કે જે આ સઘળાઓમાં ભરૂસેદાર ગણાય છે, અને જેના ગ્રંથો આજ સુધી લગભગ સંપુર્ણ હાલતમાં જળવાઇ રહેલા જણાય છે, અને જેણે અનેક દેશોનાં બયાન પોતે જાતે ત્યાં ત્યાં મુસાફરી કરીને તથા પરપુછ કરીને ભેગાં કરીને રચેલાં છે, તે સઘળાઓએ આપણા આ બેઉ તબક્કાઓના શાહોને ગોયા જીવતા રાખ્યા છે એટલુંજ નહિ પણ તેમની ભૂલાઇ ગયલી યાદદાસ્તને સજીવન કરીને આજ સુધી તાજી રાખી છે. ફિર્દુસી તરફનાં પારસી કોમનાં સઘળાં એહસાન છતાં આપણને કબૂલ કરવું પડશે કે શાહનામું લખનારની શોધખોળ કરીને જે તવારીખ રચવાની ફરજ હતી તે આ પરદેશી યુનાની લખનારાઓએ બજાવી છે. શાહનામામાં આપણી પારસી કોમની પેહલી મોટી બળવંત શાહાનશાહત

આખે એક શબ્દ પણ નથી ! એટલા માટે જો આપણુ એમ કહિયે કે આપણા મજ-દયને પેગમ્બર પછી પોતાનાથી બની શકયું તેમ સજીવન રાખનારી મીદ કોમ અને આજની પારસી કોમની મોટાંમાં મોટી સેવા હીરોડોટસ અને તેના બાઇબંધ પરદેશી લખનારાઓએ બજાવી છે તો તે ખોટું નથી. આ ઠેકાણે એટલો પણ ઇશારો કરી શકાશે કે ખ્રીસ્ટીઓનાં ધર્મ પુસ્તક "બાઇબલ"માંથી પણ આપણા થોડાક ઇરાની શાહોને લગતી નોંધ મળે છે, જેમાં આપણા પ્રખ્યાત પાદશાહ કાઇરસ અથવા કુરૂશને તેનાં ભલાં કામોને માટે ભારે માન અને વખાણ સાથ યાદ કીધો છે.

## સાસાની શાહનામું તવારીખ દાખલ.

પેશદાદ, કેયાની, મીદ અને પારસી વંશોને છોડી અશ્કાની અને સાસાની વંશોની તવારીખોના આધારો તરફ નજર કરીશું તો કેટલાક શાહોનાં નામો અને લેખો અને નક્ષો હાજીયાબાદ, પાયકુલી, નક્ષે રૂસ્તમ, નક્ષે રજબ વગેરે પાહડો ઉપરથી મળી આવેલા જણાશે. શાહનામુ અશકાની શાહોના બાબમાં બીલ્કુલ શૂન્ય જેવું છે. આ શાહોની શાહાનશાહત મોટી હતી અને તેનો અમલ બરાબર પાંચ સદી સુધી ચાલુ રહેવા પામ્યો હતો ; પણ શાહનામું તે મુદત માત્ર બશો વરસનીજ હતી એમ જણાવીને માત્ર આઠ પાદશાહોનાંજ નામો આપી જાય છે. સાસાની શાહોની તવારીખ શાહાનામામાં વધારે વગતવાર અને વધારે સહી જોવામાં આવે છે. જો ફિરદુસીએ કાંઈ પણ તવારીખ લખી હોય તો તે એજ છે. પણ તેમ છતાં તેની આ તવારીખ અધુરી અને ખામીવાળી જણાય છે, કે જે રૂમી અને અરમાની જેવા પરદેશીઓના ગ્રંથોને આધારે સુધારી શકાય છે. તેજ રીતે તે ગ્રંથોની કસુર શાહનામાં ઉપરથી બતાવી આપી શકાય છે. વળી તે ઉપરાંત બીજા ફારસી અને અરબી ગ્રંથોએ સાસાની ઇતિહાસમાં સારી પૂર્તણી કીધી છે, અને છેલ્લા શાહ યજદેજર્દ શેહરિયાર સાથની અર-બોની લડાઇઓનું બયાન તે જમાનાનાં અરબી લખાણોને આધારે કાંઇક મદદગાર થઇ પડયું છે. જો કે સાસાની જમાનો તે પેહલવી સાહિત્યનો જમાનો હતો, અને નોશીરવાન આદેલે સંખ્યાબંધ પરદેશી ગ્રંથોના તરજુમા પેહલવી જબાનમાં કરાવ્યા હતા, તે જોડે ઇરાનની તવારીખ પણ રચાવી અથવા ભેગી કરાવી હતી, તોપણ તેવી તવારીખનું કશું પુસ્તક આજે હસ્તી ભોગવતું જણાયું નથી. કહે છે કે "ખુદાઇનામું" નામનો ગ્રંથ પેહલવીમાં હતો, અને તે ઉપરથી ફિરદુસીએ તેને મળતુંજ નામ રાખીને "શાહનામું" રચ્યું હતું, તોપણ તે ખુદાઇનામું પણ બચવા પામ્યું નથી. કેટલાકો "બાસ્તાન નામું" નામના કોઇ ગ્રંથને વારંવાર યાદ કરે છે, પણ તેવું કોઇ નામું

ખરેખર હતું કે કેમ, તે એક સવાલ છે. શાયરાન શાયર ફિરદુસી તુસી પોતાનાં જગ-પ્રસિધ્ધ અને દુનિયા પસંદ શાહનામામાં એવાં કોઇ નામાનો અર્થ ઉડાડી શકાય તેમ લખી ગયલો મનાય છે. "બાસ્તાન નામુ" જેવા કોઇ ગ્રંથનુ નામ દઇને તેને તેણે યાદ કીધું નથી, પણ "બાસ્તાન" શબ્દ અનેકવાર વાપર્યો છે, જેનો અર્થ "જુનુ—જુના જમાનાને લગતું" એવો થાય છે. શાહનામું શુરૂ કરતાંજ તે જણાવી જાય છે કે—

યકી નામે બુદ અજ ગહે બાસતાન,
ફ્રરાવાં બદૂં અંદરૂં દાસતાન.

એટલે કે—"અસલ વારેથી એક કેતાબ લખાયલી હતી, જેમાં સંખ્યાબંધ તવારીખની બના સમાયલી હતી."

ઉપલી બેતમાં "નામું" અને "બાસ્તાન" શબ્દો આવ્યા છે તે ઉપરથી કોઇએ "બાસ્તાન નામુ" જેવા કોઇ ગ્રંથને ઉપજાવી કાહડેલો દીસે છે.

### "બારતાન નામું"—એક કાલ્પત ગ્રંથ.

અગર જો શાહનામુ કયા કયા આધારો ઉપરથી રચાયું હતું તેની તપાસ લેવા આજે આપણ બેઠા હોતે તો હું તમને બતાવી આપતે કે ઇરાનદેશ ઉપરાંત હિંદુસ્તાન, યુનાન વગેરે કદીમ મુલુકોને લગતી કાહણીઓનો ઘણો સારો ઉપયોગ આપણા આ માનિતા કવિએ પોતાના બુલંદ ગ્રંથમાં કીધો છે. આજે તો હું એટલુંજ કહીને આગળ વધીશ કે "બાસ્તાન નામુ" નામનો કોઇ પણ ગ્રંથ હોય એવું કોઇ પણ પેહલવી કે ફારસી ગ્રંથ ઉપરથી જણાતું નથી.

"દીન કર્દ" નામના મોતેબર પેહલવી ગ્રંથ ઉપરથી જણાય છે કે શાહ નોશી-રવાને અને ત્યાર બાદ શાહ યજદેજર્દ શેહરિયારે "શપીગાન" નામના મેહલમાં ઇરાનના શાહોની તવારીખનો ગ્રંથ રચાવી સંપૂર્ણ કરાવી મુકયો હતો; પણ તે પાદ-શાહી ખજાના દાખલ સચવાયલો ગ્રંથ બચવા પામેલો નહિ હોવાથીજ આસપાસથી ભેગી કરવામાં આવેલી હકીકતો વગેરેને આધારે શાહનામુ રચવામાં આવ્યું હતું.

### સ્વદેશી તવારીખની ગેરહાજરી.

આ ઉપરથી તમો જોશો, સાહેબો, કે આપણા ઇરાન દેશની કદીમ તવારીખના મોતેબરપણાં માટે જરૂરનો થઇ પડે તેવો એક પણ સ્વદેશી ગ્રંથ આપણી કને મોજુદ નથી. એકાદ બે શાહોની થોડી ઘણી કારકિર્દી રજુ કરે તેવા એકાદ બે પેહલવી

નાનકડા ગ્રંથો આજે હૈયાત રેહવા પામ્યા છે ખરા, જેવાકે "ઐયાદગારે જરીરન," કે જેમાં ગુશ્તારપ અને અરજાસ્પની લડાઇનું બયાન છે, અને 'કારનામેએ આર્દ-શીર બાબેકાન," કે જેમાં સાસાની વંશના સ્થાપકની થોડીક કારકિર્દીનું વર્ણન છે; પણ એ બન્નેમાં આપેલી હકીકત અધુરી છે.

## પ્રજાઓનું સ્વદેશાભિમાન.

આવા અધુરા, કાહણી કિસ્સાવાળા, અથવા આવા પરદેશી લખનારાઓના ગ્રંથોને આધારે ઇરાનની તવારીખ રચાઇ છે! આપણા સ્વદેશી ગણાતા હેવાલોમાં અનેક ઠેકાણે આપણા અતિશયોક્તિ ખુલ્લી જોઇયે છિયે કે જેવી નબળાઇ જેમ અશુરી તેમ યુનાની અને રૂમી જેવા ઇરાનના હરીફ કોમોના લખનારાઓ પણ બતાવી ગયા છે, અને હું માનું છું કે પુરાણા કાળમાં તો શું પણ આજની વીસમી સદી જેવા અતિ સુધરેલા જમાનામાં પણ આવીજ નબળાઇ બતાવવાને કોઇ પણ પ્રજા જેમ ચુકી નથી તેમ ચુકે તેમ પણ નથી.

વળી બીજા હાથ ઉપર ઇરાનની તવારીખ રજુ કરનારા પરદેશી ગ્રંથોમાં યુનાની રૂમી, અરમાની, અશુરી, અરબ વગેરે લખનારાઓ ઇરાનીઓ કરતાં દરેક બાબતમ, પોતાની કોમ અને પોતાના પાદશાહોને વધારે ચઢિયાતા દેખાડવાને ચુક્યા નથી. પોતાના સ્વદેશીઓ માટેના આવા ખોટા સ્વાર્થની નબળાઇ પણ જેમ જુના જમાનાઓની પ્રજાઓમાં તેમજ આજના જમાનાની કોમોમાં એકસરખીજ જોવામાં આવે છે.

તુરાનીઓ સાથ આપણા કેયાની શાહોને સખ્યાબંધ લડાઇઓ થઇ હતી, તેમને લગતાં બયાનોમાં આપણુ હેરત સાથ જોઇએ છિયે કે એકલો સામ નરીમાન કે રૂસ્તમ સેંકડો અને હજારો દુશ્મનોનો કચ્ચરઘાણુ એટલી બધી સેહલાઇથી કાહડી નાખે છે કે શત્રુઓનું લશ્કર તે ગોયા મેંઢાંનું ટોળું હોય. પણ ઇરાનના યુનાની હરીફો આવાં હદથી જિયાદા દેશાભિમાનમાં ઓછા જણાયા નથી. મહાન પારસી શાહ જર્કસીસ યુનાન ઉપર ચઢાઇ લઇ ગયો, અને યુનાની પ્રજાઓ સાથ જેમ જમીન ઉપર તેમ દરિયામાં લડાઇઓ લડયો તેનાં યુનાની લખનારાઓએ આપેલાં વર્ણનો યુરોપમાં ગઇ સદી સુધી "ખુદાઇ વચન" જેવાં સાચાં મનાતાં હતા, અને મેરેથનની લડાઇમાં ૫૦ થી ૬૦ હજાર પારસી લશ્કરો માર્યા જાય તેમની મુકાબેલ માત્ર ૧૯૨ એથીન્યનો કપાઇ જાય તેવી મૂર્ખાઇ ભરેલી ગણતરીને સત્યતા દાખલ માનવાને અને ઇરાનીઓને નબળા, હીચકારા વગેરે વિશેષણોથી ઓળખાવવાને યુરોપીઅન તવારીખનવેશો અચકાયા નથી.

પણ બિશપ થર્લવૉલ અને સર જ્યૉર્જ કૉક્સ, રૉલિન્સન અને રેગોઝીન અને સાઇકસ જેવા અપક્ષપાત લખનારાઓએ ગઇ તેમજ આ સદીમાં આવાં યુનાની લખાણોનાં ભોપાળાં ઉઘાડાં પાડી આપીને કદીમ પારસીઓની કીમતી સેવા બજાવી છે.

દેશાભિમાન સ્તુતિપ્રાત્ર ગુણ છે, અને જે કોઇ તે નહિ ધરાવે તે સ્વદેશનો મિત્ર ન લેખાય. પણ હદથી જિયાદા કોઇ પણ ગુણ અથવા નેકી પોતાનાં ઘટિત માન મરતબો ખોઇ બેસવાના ભયમાં આવી પડે છે, એ સત્ય છે. એટલામાટે ઇરાનીઓની મોટાઇ ગાંનાર શાયરની આ બાબેની નબળાઇને માટે જો તેને કાંઇ પણ દોષ ઘટતો હોય તો તેના કરતાં ઓછા દોષિત "તવારીખનો પિતા" જેવા યુનાના તથા આજના કેટલાક યુરોપીઅન તવારીખનવેશો સાબેત થવાના નથી.

### ખરી તવારીખની મુશ્કેલી.

આ અને એવીજ બીજી મુશ્કેલીઓને ધ્યાનમાં લઇને આપણને કદીમ ઇરાનની તવારીખમાં આગળ વધવાનું છે. પણ આજે હું તમને આ તવારીખનાં ઉંડાણમાં લઇ જવા માંગતો નથી. આજે તો આપણા થોડાક પરાક્રમી પાદશાહો અને પેહલવાનોનાં સ્તુતિપાત્ર કામો તરફજ તમારૂં લક્ષ ખેંચીને હું સંતોષ પામીશ, કે જે પ્રખ્યાત પાદશાહો પુરાતન ઇરાનની કીર્તિ અને જાહોજલાલીનો પુરતો ખ્યાલ આપી શકશે.

### ઇરાનીઓ "દેવ" કોણને કેહતા હતા?

જગતમાં મૂળ પુરૂષ કોણ હતો, અથવા ઇરાનમાં સૌથી પેહલો પાદશાહ કોણ હતો, તે સવાલ બાજુએ રેહવા દઇને આપણ અવસ્તાઇ લખાણોને આધારે કહીશું કે ઇરાની ટોળાનો પેહલો સરદાર અથવા શાહ હુશંગ નામનો હતો. તે પછીનો શાહ તેહમુરસ હતો. આ બેઉને ઇરાનના અસલ વતનીઓ સાથ ઘણું લડવું પડયું હતું, જેમને ઇરાનીઓ "દેવ" ને સામાન્ય નામે ઓળખતા હતા. આ દેવ લોકો કેવા હશે તેનાં ચિત્રો પાછળથી ચીતારવામાં આવ્યાં છે તેવાજ તેઓ વાંદરા યા કુતરાના જેવાં મોઢાના, માથે બળદનાં જેવાં વાંકાં શીંગડાંવાળા, અને હાથે પગે પશુ કે પક્ષિઓનાં જેવાં લાંબાં નખો ધરાવનારા હતા, એમ આજનાં આપણાં જ્ઞાનની રોશનીને આધારે આપણાથી માની શકાતું નથી; એટલુંજ નહિ પણ આ દેવોને ઘણાજ જંગલી અને ખૂની તરીકે ઓળખાવનારા લખનારાઓ મુજબ જ્યારે આ લોકો જાતજાતનાં હુનરો ધરાવતા હતા, અને ઇરાનીઓને તે શીખવતા હતા, ત્યારે આપણને સમજ પડે છે કે તે "દેવો" ઇરાનીઓના જેવા ઇનસાનો હતા. તેઓ "દેવો" એટલા માટે હતા કે તેઓ

ઇરાનીઓના શત્રુ હતા. પણ તેઓ શત્રુ એટલા માટે હતા કે તેઓ ઇરાનીઓને પોતાનાં બાપિકાં વતનમાં દાખલ થવા અને હકુમત ચલાવવા દેવાને રાજી ન હતા. ઇરાનીઓ જેમ જેમ આજનાં અફઘાનિસ્તાનમાંથી આથમણે આગળ વધ્યા તેમતેમ આ અસલી વતનીઓ જંગલો અને પાહડોમાં ભરાતા ગયા, અને ત્યાંથી તક મળવે હુમલો લાવીને ઇરાની સંસ્થાનો ખરાબ કરવા લાગ્યા. આવાં કામોને લીધે "તેઓ ખરાબ માણસ" લેખાયા અને નવા આવનારા બહાદુર ટોળાના દુસ્મન થઇ પડયા. પણ તેઓ ખરેખર જંગલી કે ખૂની ન હતા; તેઓ જંગલીને બદલે હુનરમંદ હતા.

હિંદુ આર્યો હિંદમાં આવ્યા ત્યારે અહીંના અસલી રેહવાસીઓને તેઓએ "રાક્ષસ," "પીશાચ," "મલેચ્છ," "દસ્યુ," વગેરે નામો આપ્યાં હતાં. દક્ષિણ હિંદમાં આ લોકો દ્રાવિદ અને મુંદાને નામે ઓલખાયા છે, પણ તેઓ કંઇ છેક જંગલી નહિ પણ અનેક હુનર જાણનારી સુધરેલી કોમો હતી. તફાવત એટલોજ હતો કે આર્યો ગોરા વર્ણના અને આ દ્રાવિદ લોકો કાળા રંગના હતા.

## "દેવો"નો હુનરમંદી.

ઇરાનના કેટલાક "દેવો"ના સંબંધમાં કાંઇક જુદોજ અનુભવ ઇરાની આર્યોને થયો. જોકે તેઓ પોતે ગોરા રંગના અને ખુબસુરત ચેહરાના હતા, તોપણ માજન્દરાન અને ઘીલાન જેવા પાહડી પ્રાંતોના "દેવો" સફેદ ચામડીના હતા. ધારવા મેળે કેસ્પીઅન સમુદ્રના દક્ષણ કાંઠા ભણીના આ "દેવો" તુરાની ટોળાના લોકો હશે, કે જેઓ લખવા, વણવા વગેરે અનેક હુનરમાં ખબરદાર હોવાથી તેહમુરસ શાહે તેમને તાબે કરીને તે હુનરો શીખી લીધા હતા, જે ઉપરથી તે "દેવબંદ"ને નામે મશહુર થયો છે. અને જ્યારે શાહ જમશીદનો અમલ ચાલ્યો ત્યારે આ "દેવ" ગણાતા અસ્લી વતનીઓએ તેની ખિદમતમાં રહીને તે નામદારના મેહલો અને તખ્તો બનાવી આપ્યાં હતાં. પરસીપોલિસ ખાતેના આપણા પારસી શાહોના મેહલો કે જે આજ સુધી "તખ્તે જમશીદ"ને નામે ઓળખાય છે તે બનાવી આપનારા અસુરી કારીગરો કે જેઓ પરદેશી અને પરધર્મી હતા માટે તેમને જો "દેવ" ગણિયે તો શાહ જમશીદ અને તેહમુરસના જમાનાના "દેવો" કેવા ખબરદાર હશે તેનું આપણને કાંઇક જ્ઞાન થાય છે. ફિર્દોસી જેવો નામીચો શાયર કેહ છે તેમ આ દેવોએ શાહ જમશીદને એક તખ્ત એવું બનાવી આપ્યું હતું કે જે લઇને તેઓ હવામાં ઉડતા હતા અને શાહ હાથમાં ફુરમાન ("જામે અખ્તરનોમા") લઇને આકાશનું

અવલોકન કરતો હતો. હવામાં ઉડવાનો આ દાખલો જો ખરો હોય તો તે સૂચવે છે કે જેમ હિંદુ આર્યોના ઇંદ્ર તથા બીજા દેવતાઓ વીમાનમાં સવાર થઇ આકાશમાં સેલ કરતા હતા તેવાં વીમાનો ઇરાનમાં પણ બનતાં હતાં.

## વંદીદાદનાં ઇરાનવેજનાં બયાનને ઉત્તર ધ્રુવના મુસાફરો ખરૂં પાડે છે.

જમશીદે આવું વીમાન બનાવ્યું હતું, તથા તેણે આફતાબની ચાલ મુજબ વરસની ગણતરી કીધી હતી, તથા તેના જમાનાથી "જમશીદી નવરોજ" બરપા થયો હતો, એ માન્યતાને અવસ્તાવાણીમાંથી ટેકો મળતો જણાતો નથી. પણ વંદીદાદની બીજી પરગરદમાં જમશીદના જમાનાની પ્રજાનાં સુખ સગવડોનું જે હરખાવનારૂં બયાન કીધું છે, તથા આફતાબ અને માહતાબ અને સેતારાઓની ગીર્દેશની જે નહિ મનાય અને નહિ ધ્યાનમાં ઉતરે એવી બિના જણાવી છે, અને બરફની રેલ બાબેની જે હકીકત આપી છે, તેમાં સચ્ચાઇ જાહેર થઇ છે. આ સઘળી બિના જ્યાં સુધી ઉત્તર ધ્રુવ તરફ મુસાફરો ગયા ન હતા ત્યાં સુધી કલ્પિત કાહણી કે અતિશયોક્તિ જેવીજ મનાતી હતી. પણ ડૉ૦ નેન્સન નામનો નોર્વેજીયન મુસાફર કે જે હજી જીવતો છે તેના જેવા ઉત્તર ધ્રુવના બહાદુર મુસાફરોનાં આપેલાં તે તરફના આકાશી દેખાવોનાં વર્ણનો વંદીદાદનાં મજકુર બયાનને લગભગ મળતાં આવે છે. વળી આ વંદીદાદનાં વર્ણન ઉપરથી તે જમાનાના ઇરાનીઓની ખગોળ તથા ભુસ્તર વિદ્યાઓની થોડીક સમજદારીનો ભાસ થાય છે. તે ઉપરથી વળી બીજું એ સાબેત થાય છે કે જમશીદના જમાનાના ઇરાનીઓ જે ઇરાનમાં વસતા હતા તે આજનાં ઇરાન કે મધ્ય એશીયાવાળા, ઇરાનવેજથી જુદુંજ અને વધારે ઉત્તરે ઉત્તર ધ્રુવ ભણી આવેલી સુખવાસી ભૂમિ હતી, કે જ્યાં વરસમાં એકજ વખ્ત સૂર્ય અને ચંદ્ર ઉગતા અને આથમતા હતા, જ્યાં આખું વરસ ગોયા એકજ દાહડો દર્શાવતું હોય તેમ છ મહિનાનો દાહડો અને છ મહિનાની રાત હતી, જ્યાં રાતની અંધારી દૂર કરનારી "આરોરા બોરીઆલિસ" નામની રોશનીઓ ચંદ્ર કરતાં વધારે તેજ સાથ અને જાતજાતના રંગોમાં પ્રકાશતી હતી. વંદીદાદમાં જણાવેલા ઇશારાઓને મુસાફરોનાં બયાંનોએ તેમજ આજની વિદ્યા અને શોધખોળે કેવળ ખરાં પાડી આપ્યાં છે. વળી દેવતાઓની એક એક રાત અને એક એક દિવસની લંબાઇ વગેરેનું જે બયાન "વાયુ પુરાણ"માં આપેલું છે તે આબાદ વંદીદાદનાં બયાનને મળતુંજ છે; કારણ કે જેમ વંદીદાદમાં કહ્યું છે કે અસલ ઇરાનવેજનાં જમશીદના જમાનાનાં લોકો "એક વરસને

એક દાહડો વિચારે છે;" તેમ વાયુ પુરાણવાળો લખી જાય છે કે "ઉત્તરાયણ તે દેવનો દિવસ અને દક્ષિણાયન તે રાત્રિ છે. દેવનો તે દિવસ અને રાત્રિ તે મનૂષ્યનુ એક વર્ષ છે."

### વંદીદાદની એક બીજી સચ્ચાઇ.

પેહલાં ભાષણમાં આપણુ જોઇ ગયા તેમ આ કદીમ ઇરાનવેજની સુખવાસી ભૂમી હતી, અને આજનો સુધરેલો ઇનસાન "ઇડનના બાગ" ને નામે જે બહેસ્તની શોધમાં છે તે આ ઇરાનવેજ કે જે ઉત્તર ધ્રુવ ભણી હતું તે મનાય છે. ડૉ૦ વૉર્નર આ છેવટ ઉપર આવીને પોતાના ગ્રંથને "Paradise Found"નું નામ આપેછે. એ રીતે વંદીદાદનાં બયાનની એક સચાઇ આજે જાહેર થઇ છે તેમ બીજી એક સચ્ચાઇ કે જે જગરેલ અથવા મહાપ્રલય (The Deluge) ને લગતી છે તેને પણ અનેક પ્રજાઓનાં ધર્મ પુસ્તકો મધેનાં બયાનોથી ટેકો મળે છે. બાઇબલમાં આ જગરેલનું બયાન વિસ્તારથી આપેલું છે, કે જેમાં નુહ (નોહા) પેગમ્બરનાં કામો દર્શાવ્યાં છે. પણ આ તો સર્વેથી છેલ્લું એવું બ્યાન બાઇબલવાળાઓ આપી જાય છે. તેમની આગમચ ઘણાં વરસો ઉપર ખાલ્દીઅન લોકો આ જગરેલનું બયાન કરી ગયાં છે, અને વળી હિંદુ આર્યોનાં ભણતરોમાં પણ એજ બયાન જુદીજ ઢબથી આપેલુ છે. આપણી મતલબ આમાંનાં કોઇ પણ બયાનને વખાણવાની કે વખોડવાની નથી, પણ એટલુંજ જણાવવાની છે કે મહાપ્રલય બાબેનો પેહલો ઇશારો કરનાર વંદીદાદ છે, કે જેમાં જણાવ્યા પ્રમાણે પોતાની પ્રજાને બચાવી લેવા માટે એક "વર" બાંધવાની જમશીદને ચેતવણી મળી હતી. આ "વર" નો અર્થ "ગુફા" કરવામાં આવે છે પણ એરવદ શેહેરિયારજી તેનો અર્થ "વહાણ" નો કરવા માંગે છે અને નોહાનાં "ark" ("આર્ક") ને મળતું તેને જણાવે છે. પણ મને લાગે છે કે જે મકાનો, દીવાલો, રસ્તાઓ, બજારો વગેરે બનાવવાનું, તેમજ આતશ, પાણી, ઝાડપાન, પશુ પક્ષિ અને ઇનસાનોને તે "વર"માં લઇ જઇ રાખવાનુ જમશીદને શિક્ષણ મળ્યું હતું, તે જોતાં આ શબ્દની સમજ આર્ય અથવા ઇરાની પ્રજા માટે નવાં સંસ્થાનો વસાવ-

વાની હોય એમ લાગે છે, અને વંદીદાદમાં ખુલ્લું જણાવેલું છેજ કે જમશીદે ત્રણ ભરતખે દક્ષિણ ભણી જમીન વધારી હતી, તો તે ઉપર ધ્રુવ તરફથી ઉતરી આવતી બરફની રેલમાંથી બચી જવા માટેજ કાં નહિ હોય ? આ બરફની રેલ કયા જમાનામાં આવી હશે તે કેહવું અશક્ય છે, પણ આવી નાશકારક રેલ ભૂસ્તર વિદ્વાનોના જણાવ્યા પ્રમાણે ઇસ્વી પૂર્વે ૮૦૦૦ વરસ ઉપર આવેલી હોય, અને તે ઉપરથી જમશીદનો જમાનો આજથી દશ હજાર વરસ ઉપર મેલી શકાય.

## ફેરીદુન ઇરાનને સ્વતંત્ર કરે છે.

જમશીદ પછીનો પરાક્રમી શાહ બહાદુર ફરીદુન હતો. ઇરાનમાં ચાલેલાં જોહાકી અથવા બેબીલોન્યન જેવાં પરદેશી રાજ્યનો નાશ કરી પાછું સ્વદેશી યાને ઇરાની રાજ્ય સ્થાપનાર દેશહિતકારી શૂરવીર ફરીદુન હતો. તેનો બહાદુર સપેહસાલાર કાવા શાહનામામાં વખણાયેલો છે. ફિરદૌસી મુજબ તે એક લુહાર હતો, જેણે જુહાકી અમલમાં ઘણો જુલમ ખમેલો હોવાથી બીજા બેદિલ સ્વદેશીઓને ભેગા કરીને તેણે ફરીદુનની સરદારી હેઠળ બંડ મચાવ્યું, અને તેમાં ફતેહ પામીને ઇરાનમાં નવેસરથી સ્વદેશી સત્તા બરપા કીધી હતી. આ વેળા ફરીદુનનું પાયતખ્ત અસલી ધ્રુવ તરફનાં ઇરાનવેજમાં તો નહિજ હોય; કેમકે જમશીદ પછી ૧૧ મી પેહડીએ તે ઉતરેલો હતો, માટે જગરેલને લીધે ઇરાનીઓને દક્ષિણે ઉતરી આવવું પડેલું હોવું જોઇયે. જેમ તેનાં અવયરતાઇ નામ થ્રએતઑનને મળતું ત્રૈતન અને જમશીદનાં યિમ વિવંઘતતને મળતું યમ વિવસ્વત નામ રીગ વેદમાંથી મળે છે તે ઉપરથી જણાય છે કે આ બેઉ કદીમ આર્ય ટોળાના શાહો હોવા જોઇયે.

## ગાવ્યાની ઝુંડો

હવે આહંગર અથવા કાવા લુહાર પોતાના સ્વદેશને છુટાપણું અપાવવા માટે વખણાઇ ગયો છે તે કરતાં વધારે તેના નામથી ઓળખાતો "દર્ફશે કાવા" નામનો ઝુંડો વખણાયેલો છે. લુહાર દાખલ પોતાને પગે જે ચામડું તે પેહરતો હતો તેને એક નેજા અથવા ભાલાની નોક લટકાવીને કાવાએ આ ઝુંડો બનાવ્યો, જેને ફરીદુને કીનખાબનાં કપડાંથી શણગાર્યો, જે કસબ તથા ઝવેરાતથી ભરેલું હતું. તે ઉપર પીળા, લાલ અને બ્લુ રંગના હીરા જડી લીધા હતા. પાછળથી ભોગ ઇરાની શાહ માથે તાજ પેહેરતો તે વેળા આ ઝુંડાને નવા નવાં ઝવેરાતથી કીમતી બનાવતો અને શણ-

ગારવો હતો. ઇરાની શાહોના અનેક સ્વદેશી તેમજ પરદેશી અમલ દરમિયાન આ સબુક્તો ઝુંડો હસ્તી ભોગવતો કાયમ રહેલો જણાય છે. કોઇ કોઇવાર તે શત્રુઓના હાથમાં ગયો હશે, પણ અરબોએ ઇરાન જીતી લીધું ત્યાં સુધી આ દર્ફશ હસ્તી ભોગવવા પામ્યો હતો. આ વાત આ ઉપરથી સાબીત થાય છે કે કાદસીઆની નેસ્ત લડાઇ વેળા પારસી લશ્કર હાર્યું ત્યારે આ નામીચો ઝુંડો અરબ સરદારના હાથમાં જવા પામ્યો, અને અરબોએ તેને સાચવી રાખવાની જરૂર નહિ જોઇને તેના ઉપરનાં ઝવેરાતોની લાલચે તેના કાપીને ટુકડા બનાવ્યા અને પોતપોતા વચ્ચે તે વેંહચી લીધા. આ વેળા આ યાદગાર ઝુંડો કેટલો બધો બેમુલો અને કીમતી હશે તે આ ઉપરથી જણાય છે કે તેની એકંદર લંબાઇ ૨૨ ફીટની અને પોહળાઇ ૧૫ ફીટની હતી. અને તેના ઉપર બેશુમાર કીમતી ઝવેરાતો મઢી લીધેલાં હતાં.

## રૂસ્તમ અને તેનો વડવો કેરશાસ્પ.

પેશદાદ વંશના જમાનામાં થોડાક નામીચા પુરૂષો અને પેહલવાનો પણ થઇ ગયા હતા એવું અવસ્તા ઉપરથી માલુમ પડે છે. એઓમાંનો એક સામ નામનો પુરૂષ હતો, જે થ્રીત અને કેરશાસ્પ જેવા નામીચા નરોનો વડવો હતો. આ સામ સાથ કેટલાકો રૂસ્તમના બપાવા સામને ભેળી નાખે છે. પણ રૂસ્તમ કે જાલ કે સામ કે નરીમાન જેવા કોઇપણ પુરૂષ યા પેહલવાનનું નામ અવસ્તામાંથી મળતું નથી. થ્રીત એક પ્રખ્યાત તબીબ હતો જેનું એ નામ ફરીદુનનાં અવસ્તાઇ નામ થ્રએતઓનને કાંઇક રીતે મળતું છે અને અવસ્તા મુજબ શાહ ફરીદુન પણ દવાદારૂમાં હુશિયાર હતો માટે આ બેઉને પણ ભેળી નાખવાની ભુલ થાય છે. થ્રીતના બે બેટાઓ ઘણા પ્રખ્યાત થઇ ગયા હતા. વડો કેરશાસ્પ નામનો બહાદુર પેહલવાન હતો અને નાનો ઉર્વાખ્ષ અદલ ઇન્સાફ ચુકવનાર ન્યાયાધિશ હતો. કેરશાસ્પની બહાદુરીનાં થોડાંક કામોની નોંધ અવસ્તા ઉપરથી મળે છે, પણ તેની પાંચમી પેહડીએ ઉતરેલા રૂસ્તમનું તો તેમાં નામ સરખું પણ મળતું નથી. તેમ છતાં શાહનામામાં કેરશાસ્પ બાબે જુજ ઇશારા સિવાયે વધુ કશું નથી, ત્યારે રૂસ્તમની દિલાવરીનાં દાસ્તાનોથી શાયરે એ આખા ગ્રંથનો બે તૃત્યાંશ ભાગ રોકયો છે, જે ઉપરથી કેટલાકો શાહનામાને "રૂસ્તમ નામુ" નામ આપવું દરૂસ્ત ધારી ગયા છે. કોઇ પાછળા શાયરે કેરશાસ્પ પેહલવાનની દિલાવરીના કમ જિઆદા બયાનોથી એક નામુ બનાવ્યું છે, તેમાં તેણે કેરશાસ્પને ફિર્દોસીએ કરેલા મોટા ગેરઇનસાફને યાદ કરીને તે મહાન કવિને આ મતલબનો ઠપકો આપ્યો છે કે—

"તું રૂસ્તમની કેટલીએક તારીફ કર્યા કરશે? શું તને એવુંજ ગુમાન છે કે તેના જેવો મર્દીમાં બીજો કોઇ હતોજ નહિ? પણ જો તને કેરશારપની લડાઇ યાદ આવે તો રૂસ્તમની સઘળી લડાઇ તને વિસાત વગરની લાગે...... કેરશારપ જીવતો રહયો ત્યાંસુધી કોઇ પણ હરીફ તેને હાર કીધી યા નીચે નાખ્યો ન હતો......છટાદાર શાયર ફિર્દોસી કે જે શાયરોનો શાયર હતો તેણે શાહનામામાં ઘણીએક પેહલવાનોની દાસ્તાનો લખી છે, પણ કેરશારપનીજ દાસ્તાન તેને યાદ આવી નથી!"

## કેરશારપે મારેલો અજદહા.

ખરેખર અવસ્તાઇ પેહલવાન કેરશારપને આવો ગેરઇન્સાફ કરવાનું શાહનામાનાં શાયરને કશું કારણ ન હતું. તે વારંવાર એકરાર કરી જાય છે કે પુરાણાં લખાણોને આધારે તેણે પોતાનું નામું બનાવ્યું છે, તો શું પેહલવી ખુદાઇ નામા જેવા ગ્રંથમાં કેરશારપનાં પરાક્રમો વિશે તેને કાંઇજ મળ્યું ન હશે? આ પરાક્રમો શાં હતાં તે વર્ણવવાને આપણ અહીં થોભીશું નહિ, પણ કેરશારપની બહાદુરીનાં એકજ કામની નોંધ આજે લઇશું. અવસ્તા અને તે પછીનાં અનેક લખાણો મુજબ તેણે એક અતિ જિયાંગાર અઝદહાને માર્યો હતો. કદીમ જમાનામાં પેહલવાનોનું એક કામ નાશકારક સાપો મારવાનું હોય એમ જણાય છે, અને અનેક પ્રજાઓમાંથી એજ પરાક્રમના દાખલાઓ આપણને મળે છે. જોહાકને માટે પણ કેહછે કે તે અઝદહા હતો, અને કેરશારપે જે સાપને માર્યો તે જોહાકનો ભાઇ હતો એમ પણ કેહછે. આ સર્પનું નામ અવસ્તા મુજબ સ્રુઅર (સર્વર) હતું. ઘણું અજાયબ જેવું છે કે એનેજ મળતાં યાને સર્વર નામનો સર્પ રીગવેદમાં નોંધાયલો છે, અને યુનાની દંતકથા મુજબ પેહલવાન હરકયુલીસે જે નાશકારક પ્રાણીને માર્યું હતું તેનું નામ પણ આ એને મળતુંજ યાને સબર (Cerberos) હતું. આ છેલ્લું પ્રાણી સર્પ નહિ પણ એક કુત્રો હતો, પણ તે સબર વેદના સર્વર અને અવસ્તાના સ્રુઅરને મળતોજ જિયાંગાર હતો. અવસ્તાઇ "કેરશારપ"ને મળતું નામ ધરાવનાર પુરૂષ કૃષશ્વને નામે વેદમાં ઓળખાયો છે.

## રૂસ્તમ અને નરીમાન.

કેરશારપ પછી પાંચમી પેહડીએ રૂસ્તમ આવે છે, કે જેનું નામ જો બુનદેહશમાંથી નહિ મળતું હોત તો આપણ તેને કલ્પિત ગણવાને અચકાત નહિ. ત્યાં તે "રૂતસ્તહમ" અથવા રૂદસ્તામને નામે નોંધાયો છે. રૂસ્તમનાં જે પરાક્રમો શાહનામામાં

જોવાયાં છે તેમાંના કેટલાંક ગ્રીક ન્યુનાની પેહલવાન હરક્યુલીસનાં કામોને મળતાં આવે છે. રૂસ્તમ શાહનામામાં જેવો દેખાય છે તેવો તેને શાયરે પોતાની કલ્પનાશક્તિને જોરે બનાવ્યો હોય તો આપણુ અચરત થશું નહિ. એજ રીતે તેના બાપ બપાવા જાલ, શામ, નરીમાન વગેરેના સંબંધમાં પણુ કહી શકાય. નરીમાન જેવા પેહલવાનનું નામ તો કેરશાસ્પને લાગુ પાડેલાં અવસ્તાઇ વિશેષણુ "નૈરેમનાઓ" ઉપરથી ઉપજાવેલું સંભવે છે, કે જેનો અર્થ "બહાદુર" અથવા "નરના જેવી છાતીનો" અથવા "દૃઢ મનનો" એવો થાય છે.

## પેશદાદ વંશની મુદત.

પેશદાદ વંશનો અમલ ઇસ્લામી લખનારાઓ હડી હજાર વરસનો જણાવી જાય છે, પણુ આટલી બધી લાંબી મુદતમાં માત્ર નવથી દશ પાદશાહો અમલ ભોગવી જાય એ અક્કલપસંદ ગણુતરી નથી. આ વંશનો પાયો હોશંગ શાહે નાખ્યો હતો, કે જેને અવસ્તામાં "પરધાત" યાને "પેહલા કાયદા બાંધનાર" કહ્યો છે, જે ઉપરથી પેહલવીવાળાઓએ તેને "પેશદાદ" નું નામ આપ્યું છે, અને તે ઉપરથી તેનો વંશ "પેશદાદ" ને નામે ઓળખાયો છે.

## કેકાઉસ એલમનો શોકીન હતો.

પેશદાદ છોડીને હવે આપણુ કેયાની વંશ તરફ નજર કરિયે તો તેમાં બે ત્રણુજ નામીચા શાહો આપણી સામે આવી ઉભા થશે, કે જેઓમાંનો પેહલો કેકાઉસ અને બીજો કેખુસરૂ છે. કેકાઉસને ફિર્દુસી કેયાની વંશના સ્થાપક કેકોબાદનો બેટો લેખાવે છે, પણુ બુન્દેહશ મુજબ તે તેનો નબીરો હતો. કેકાઉસનું તેમજ કેખુસરૂનું નામ જેમ અવસ્તામાંથી તેમજ રીગવેદમાંથી પણુ મળે છે. કેકાઉસે આકાશમાં ઉડવાની કોશેશ કીધી હતી, તથા માજન્દરાનના "દેવ" લોકોને જીતવા તે ગયો હતો, માટે તેનાં આ બંને કામોને થકી કેટલાક લખનારા તેને મૂર્ખ ઠરાવી ગયા છે. મુશ્કેલ કામોમાં પ્રથમ ઝીપલાવનાર આગેવાન જ્યાં જોશો ત્યાં બેવકુફ અથવા ચક્રમ ગણુાવાનો. કેકાઉસ આસ્માનમાં ઉડયો માટે તે આકાશી પાદશાહી લેવાનો લોભી બન્યો હતો એમ કેહવું ખરૂં નથી. આજના જમાનામાં પ્રથમ બલુનો અને ત્યાર બાદ એરોપ્લેનોમાં ઉડીને એક શેહરથી બીજે શેહર અને એક ખંડથી બીજે ખંડ મુસાફરી કરાય છે તે જોતાં, એટલુંજ નહિ પણુ કેકાઉસના જમાનાની આગમચ આર્ય દેવતાઓ વીમાનોમાં બેસી ફરતા હતા તે જોતાં, અને વળી જમશીદશાહ કેકાઉસની આગમચ તખ્ત ઉપર

જોઈને આકાશમાં ફરી આવતો હતો એવું ફિરદોસી પોતે ભારે હર્ષ સાથ કહી જાય છે તે જોતાં, કૈકાઉસ તેવાંજ કોઇ હવાઇ બારકસ ઉપર સવાર થઇ હવામાં ઉડયો હોય તો તેમાં મૂર્ખાઇ શેની?

ફિરદોસી આ બાબત વિસ્તારતાં કાઉસને મૂર્ખ ચીતારે છે, પણ તેને મૂર્ખાઇ ભરેલું આકાશ જીતવાનું કામ માથે લેવાનો સબબ બતાવવા માટે તેણે જે કહાણી લખી છે તે ખુલ્લું બતાવી આપે છે કે કાઉસ એલમનો શોકીન હતો અને વિદ્યાની ફત્તેહના અખ્તરા પોતે જાતે કરવા જેટલી જાહેર હિમ્મત ધરાવનાર શાહ હતો. કેહછે કે તેને શયતાન તરફથી એવો ફરેબ આપવામાં આવ્યો કે જેમ જમીન ઉપરની સર્વ ચીજોથી તું માહિતગાર છે તેમ આકાશમાંની વસ્તુઓની પણ તારે ખબરદારી મેળવવી જોઇયે; જેમકે—ગ્રહો કેમ ફરે છે, આફતાબ રોશની કેમ આપે છે, ચંદ્રનાં કિરણો ક્યાંથી આવે છે, દિવસ પછી રાત કેમ થાય છે, ઇત્યાદિ. શાહનામા મુજબ આ જાતની ઉશ્કેરણી ઉપરથી કાઉસને આકાશની પાદશાહી લેવા જવાનો લોભ પેદા થયો. કાઉસે અલ્બોર્જ પહાડ ઉપર બે વેધશાળા જેવાં મકાનો બંધાવ્યાં હતાં, અને ત્યાં તે સુલેહના વખ્તમાં પોતાનો ઘણોખરો કાળ ગુજારતો હતો. તે ઉપરથી ગુદર્જ નામના દાના મર્દે તેને માટે ફરિયાદ કીધી હતી કે "પાદશાહ તો આકાશના છુપા ભેદો શોધવામાં મશગુલ રેહછે." આ ભેદો તો ખગોળવિદ્યા મુજબ સૂર્ય, ચંદ્ર અને ગ્રહોનું અવલોકન હોવું જોઇયે. એ કામમાં કાઉસને એસીર્યન વિદ્વાનોની મદદ હોવી જોઇયે, કે જેઓ અથવા કદીમ ખાલ્દીઅનો સેતારેશનાસી અને જ્યોતિષ વિદ્યામાં પોતાના જમાના મુજબ ઘણા કુશળ હતા.

## "સફેદ દેવ" અને શત્રુઓને અપંગ બનાવનારી ગૅસ.

વળી કૈકાઉસના જમાનાના માજન્દરાનીઓ પણ વિદ્યામાં આગળ વધેલા હોય એમ લાગે છે. તેઓને "દેવ" ને નામે ઓળખાવ્યા છે, તેનું એક કારણ તેઓ આર્ય અથવા ઇરાનીથી જુદા અને વખ્તપર તુરાની તોખમના હશે, અને બીજું કારણ એ કે તેઓ ઇરાનીઓ કરતાં વધારે બુધ્ધિમાન હશે. જ્યારે કાઉસ માજન્દરાનના મુલ્કની આબોહવા અને તરોતાજગીની વાતો સાંભળીને તે પાહડી મુલ્ક ઉપર ચઢાઇ લઇ ગયો ત્યારે ત્યાંના પાદશાહની મદદે "સફેદ દેવ" નામનો રાજા આવ્યો, જેણે રાતની અંધારી દરમિયાન કાઉસ અને તેના સાથીઓ છાવણી નાખી પડેલા હતા ત્યાં એક જાતનો એવો ધુંઓ ઉત્પન્ન કીધો કે જેની માઠી અસરથી તેઓ સઘળા અપંગ બની ગયા. આ ખબર ઉપરથી રૂસ્તમ શાહની મદદે દોડયો આવ્યો, સફેદ દેવ સાથ લઢયો, તેનું

ફીલ ચીર્યું, અને તેમાંથી ખેંચી કાહડેલાં બોહીનાં ટીપાં અપંગ થયલા શાહ વગેરેની આંખમાં નાખીને તેમને પાછા જોતા કીધા. આ વાત ફિર્દુસી પોતે જણાવી જાય છે અને તે આપણુને જાદુગરી જેવી તથા કલ્પિત લાગે છે. પણ છેલ્લી મોટી યુરોપીઅન લડાઇ વેળા જીવ પર આવેલા જર્મનોએ ફ્રેંચ અને બ્રિટિશ સિપાહોને હુમલો લાવતી વેળા એક જાતની ઝેહરી હવા અથવા ગેસ છોડીને અપંગ બનાવ્યા હતા તે વાત જ્યારે આપણુ યાદ કરીશું ત્યારે આજના જર્મનો કે જેમને લડાઇની ગરમા ગરમીમાં જંગલી "હન" લોકોનું નામ આપવામાં આવ્યું હતું અને જે હન લોકોના કોહે-કાફ અથવા કોકેસસ પર્વત તરફના મુલ્કમાં વસતા સફેદ દેવે પણ કાઉસ અને તેના ઇરાનીઓને તેવીજ કોઇ ઝેહરી ગેસથી અપંગ બનાવ્યા હોય, એ આપણુને બનવા જોગ લાગે છે. મધ્ય એશિયાવાળા હન લોકો અવસ્તમાં "હુન"ને નામે ઓળખાયા છે, અને તેઓ મધેનો એક ટોળો "ગોરા હન" (White Huns)ને નામે જણાયલો છે તે મધેનો એક શાહનામાવાલો "સફેદ" દેવ હોય એવી અટકળ કરવાને આથી આપણુને કારણ મળે છે.

## કૈખુસરૂ અને સાઇરસની એકમળતી કાહણી.

કૈકાઉસની આગમજ અને પછી અનેક શાહો કયાની તખ્ત ઉપર આવેલા બુન્દેહશ ઉપરથી જણાય છે, પણ ફિર્દુસી એ બાબતમાં ચૂપ છે. તે કાઉસને ૧૫૦ વરસ સુધી તખ્તનશીન રાખીને તેના નબીરા કૈખુસરૂને તેની હૈયાતીમાંજ તાજદાર બનાવે છે. આ અને એવીજ બીજી અનેક ભૂલાવો ખવાડનારી વાતો કૈખુસરૂ સંબંધી મનાતી આવી છે. ગઇ સદીની અધ વચ સુધી એમજ મનાતું હતું કે યુનાની લખ-નારાઓ જે શાહને Cyrus the Great ને નામે ઓળખાવી ગયા છે તેજ શાહ કૈયાની કૈખુસરૂ હતો. આ માન્યતાને એક ટેકો એમ મળ્યો કે જેમ સાઇરસ પાદશાહ મીડિયાના રાજા એસ્તાયજીસની શાહજાદીનો પુત્ર હતો તેમ કૈખુસરૂ તુરાનના પાદશાહ અફ્રાસિયાબની બેટીનો બેટો હતો, અને આ બેઉ રાજકુમારીઓ ઇરાનના રાજપુત્રો સાથ પરણેલી હતી. પોતાની દીકરીનો દીકરો પોતાનું રાજ્ય લઇ મુકશે એવો અંદેશો અથવા ખ્યાલ જેમ એસ્તાયેજીસને તેમ અફ્રાસિયાબને થયો હતો, અને બન્ને છોક-રાઓ સાઇરસ અને ખુસરૂ દીવાના હોવાનો ઢોંગ કરીને જીવતા બચી જવા પામ્યા હતા. આ રીતે બેઉ શાહજાદાઓની બાળકથાઓ એકબીજાને મળતી આવેલી જોઇને ગઇ સદીની શુરૂઆતમાં આ બેઉને એકજ ઠરાવવામાં આવ્યા હતા. વળી પાછળથી જેમ સાઇરસે પોતાના મમાવા સામે લડાઇ ઉઠાવીને તેનું રાજ્ય

જીતી લીધું હતું તેવુંજ સાહસિક કામ કેખુસરૂએ પણ બજાવેલું ખુદ અવસ્તા ઉપરથી સાબેત થાય છે. આ સબબોને લીધે આ બેઉ શાહો અને તેમના વંશો જુદા નહિ પણ એકજ હતા એવું માનવામાં આવ્યું હતું. પણ યુનાની તવારીખો ઉપરથી ક્રીસ્ટી ધર્મ પુસ્તક બઇબાલ ઉપરથી, ઇરાનમાંથી મળેલા ખીલાશેકી લેખો ઉપરથી, તેમજ બેબીલોન્યન લોકોના તેવાજ સ્વતંત્ર લેખો ઉપરથી પાછળથી ખુલ્લું સાબેત થયું છે કે સાઇરસ ( અથવા બરાબર બોલિયે તો કાઇરસ ) નું અસલ નામ કુરશ હતું, જેને યહુદીઓ "ખોરેશ" અને બેબીલોન્યનો "કુરશ"ને નામે ઓળખાવી ગયા છે, તે કેખુસરૂથી તદ્દન જુદોજ શાહ હતો, તેમનાં ખાનદાનો જુદાંજ હતાં, તેમની ભાષા અને જમાના જુદાજ હતા, અને તેમના ધર્મ પણ જુદા હતા. ટુંકમાં એ બન્ને વચ્ચે સેંકડો વરસોનો અંતર હતો.

## કેખુસરૂ અને યુધિષ્ટિરની મળતી આવતી કથાઓ.

મને લાગે છે કે શાહનામાનાં અનેક દાસ્તાનોના સંબંધમાં બન્યું છે તેમ કેખુસરૂનાં બચપણની વાત સાઇરસ બાબેનાં યુનાની લખાણો ઉપરથી ઉપજાવી કાહડવામાં આવી હશે. આ અનુમાનનું એક કારણ આ છે કે એજ પાદશાહ કેખુસરૂને લગતું એક બીજું દાસ્તાન "મહાભારત" નામના પ્રખ્યાત કદીમ હિંદુ ગ્રંથ ઉપરથી શાહનામામાં ઉતારેલું જણાય છે. પોતાના બાપનો કીનો લેવા માટે કેખુસરૂ તુરાન ઉપર ચઢાઇ લઇ જઇ જે મહાભારત જંગ મચાવે છે તેને લગતા સઘળા બનાવો "મહાભારત" ગ્રંથમાં આપેલા પાંડવો સામેનાં કૌરવોનાં ખુનખાર યુધ્ધના બનાવોને અનેક રીતે બલકે લગભગ સઘળી રીતે મળતા આવે છે. એટલુંજ નહિ પણ પાંડવોનો રાજા યુધિષ્ટર પોતાના શત્રુઓ ઉપર જીત મેળવ્યા બાદ દુનિયાથી માયાથી હાથ ઉઠાવી કોઇ પહાડી આશ્રમ તરફ માત્ર છ સાથીઓને સાથે લઇને જાય છે, તેમ કેખુસરૂને શાહનામામાં માત્ર છ સોહબતીઓ જોડે ચએચેસ્તે સરોવર તરફ જઇને એકાએક ગુમ થઇ ગયલો બતાવ્યો છે. વળી આ સરખામણીને એક વધુ એકમળતા બનાવથી ઘણો રંગ મળે છે તે એ કે યુધિષ્ટર જેમ પોતાના શત્રુ દુર્યોધનને સરોવરમાં છુપાઇ બેઠેલો ખેંચી કાહડી અંતે તેનો જીવ લે છે, તેવુંજ કામ કેખુસરૂ પણ અફ્રાસિયાબના સંબંધમાં બોલેબોલ બજાવે છે. કેખુસરૂ સંબંધી છેલ્લી માન્યતા એવી છે કે તે અમર છે, એટલે કે તેનું મોત નિપજ્યુંજ નથી. અને યુધિષ્ટર પણ તેવોજ અમર લેખાયો છે, પણ દુનિયામાં અમર કોઇ હતોજ નહિ, અને છે પણ નહિ. જો અમરપણું કોઇને પણ મળત તો તે અશો જરતોસ્ત જેવા પેગમ્બરને મળ્યું હોત.

## ગુશ્તાસ્પને દારાયસ હીસ્તાસ્પસ ગણવાની ભૂલ.

કેખુસરૂ પછીનો જે નામાંકિત કયાની શાહ તે ગુસ્તાસ્પ હતો. તેનું પાયતખ્ત બલ્ખમાં હતું, જ્યાં તેણે પેગમ્બર જરતોસ્તને માનભરેલો આવકાર દઇને તેનો ધર્મ પોતાનાં આખાં ખાનદાન સાથે કબુલ રાખ્યો હતો. જરતોસ્તનાં મરણ પછી એજ શાહ તે ધર્મનો રક્ષક અને ફેલાવો કરનાર થયો હતો. આ શાહ ગુસ્તાસ્પને દારાયસ હીસ્તાસ્પીસ નામના હખામની પાદશાહ સાથ મેળવવાની આગળ તજવીજ થઇ હતી, પણ ગઇ સદીની છેલ્લી શોધોએ સાબેત કીધું છે કે ગુસ્તાસ્પનો કયાની વંશ દારાયસના હખામની વંશથી તદન વેગળો હતો. જરતોસ્ત ગુસ્તાસ્પના વખ્તમાં હસ્તી ભોગવી ગયલો અવસ્તા ઉપરથી જણાય છે, માટે કેટલાક યુરોપીઅન વિદ્વાનોએ જરતોસ્તને દારાયસ હીસ્તાસ્પીસના વખ્તમાં યાને ઇસ્વી પૂર્વે છઠી સદીમાં થઈ ગયલો જાહેર કીધો હતો. પણ તેમાં તેમની ભૂલ હતી એમ અત્યાર આગમજનું સાબેત થઇ ચુકયું છે.

### જરતોસ્તનો જમાનો.

તે ભુલ એક વધુ દાખલાને આધારે બતાવી આપી શકાશે. કયાની અમલની આખરી પછી ઇરાન અશુરી લોકોના તાબામાં અનેક સદીઓ સુધી રહ્યું હતું, અને ઇસ્વી પૂર્વે ૬૭૫ને શુમારે આ પરદેશી હકુમતનો નાબુદી મીદ નામે સ્વદેશી યાને ઇરાની કોમના કયાકસરીસ નામે બહાદુર રાજાએ આણી હતી. આ મીદ લોકોનો ધર્મ જરતોસ્તી હતો, જેમના ધર્મ ગુરૂઓ મગુઅથવા મુબદને નામે ઓળખાયા છે. હવે જો આ જરતોસ્તી ધર્મ પાળનારા મીદ લોકો જેમનો મૂળ પુરૂષ અથવા સરદાર દીઓસીસ ઇસ્વી પૂર્વે આઠમી સદીમાં હૈયાત હતો એવું હીરોડોટસ ઉપરથી જણાય છે, ત્યારે એ ધર્મનો સ્થાપક યાને જરતોસ્ત ત્યાર પછી બે સદી બાદ હસ્તી ભોગવી ગયલો કેમ કેહવાય ? દારાયસ હીસ્તાસ્પીસ તો મીદ અમલની આખરી પછી ઘણે વરસે (ઇ. પૂ. ૫૨૧ થી ૪૮૫) હૈયાતી ભોગવી ગયો હતો, અને મીદ શાહનશાહતની આગમજ જરતોસ્ત થઇ ગયો હતો, ત્યારે ગુસ્તાસ્પ તેજ દારાયસ કેમ ઠરે ?

સાહેબો, આજે આપણુ અહીંજ થોભીશું, અને ત્રીજાં ભાષણમાં આપણી પારસી ટોળાની હસ્તીની મળી આવતી જુનામાં જુની નોંધો તથા તેની મહાભારત પાદશાહતો વિશે વિવેચન કરીશું.



# કદીમ ઈરાન.

## તેની તવારીખની ઉડતી તપાસ.

ભાષણ ત્રીજું.*

### ઇરાનમાં જાહોજલાલીભરેલો અમલ ચલાવી જનારી એ મોટી પારસી શાહાનશાહતો.

**મહાન પારસી કોમ.**

આજે હું તમારી આગળ, તમોને એક નામીચી કદીમ કોમના પ્રતિનિધિ ગણીને, તે કોમની તવારીખી વાર્તા કેહનાર એક અદના અભ્યાસી દાખલ ઉભો છું. તે પુરાણી કોમ જેમ માન પામેલી તેમ બહાદુર અને જાહોજલાલ, તેમજ દુનિયામાં અનેક સદીઓથી મોટું નામ કાહડી ગયલી આપણી પારસી કોમ છે. પુરાતન ઇરાન દેશની તવારીખમાં તે એકવાર હખામની અને બીજીવાર સાસાનીને નામે મશહુર થયલી છે, જેણે વારંવાર એશિયાની તો કેટલીકવાર યુરોપની ને આફ્રિકાની ભૂમિઓને પણ પોતાની બાજુનાં બળથી ધુજાવી હતી. આ કોમ એવી છે કે જેના કુરશ જેવા એક પ્રતાપી શાહનું બુલંદ બખ્તાવર નામ એકકી વેળાએ અશુરી અને યહુદીઓ જેવા પરદેશી અને પરધર્મી લોકોના ધર્મ લેખો અને ધર્મ પુસ્તકમાં મોટાં માન અને ભારે એહસાન સાથ યાદગાર રાખવામાં આવેલું છે. આ તે કોમ છે કે જેના બહાદુર લડવૈયાઓએ એક કે બે નહિ પણ ચારથી પાંચ જુદીજુદી પુરાની શાહાનશાહતોની આખરી આણુવામાં કોઇવાર વધતો તો કોઇ વાર ઓછો ભાગ આપીને ઇસ્વી પૂર્વે નવમી સદીથી પોતાનું નામ તે જમાનાની તવારીખની માટીની બનાવેલી ઇંટો અને પથર ઉપર કોરાવેલા લેખોના સફાઓ ઉપર પ્રકાશિત કરવા માંડયું હતું. આમાંની પેહલી જે શાહાનશાહતની પારસી લડવૈયાઓએ આખરી આણી તે ઇરાનની પાડોશમાં આવેલા એસીર્યા દેશની હતી. એ કામમાં એક મદદ-

* રાહનુમાએ માઝદયસ્નાન સભા તરફથી મી૦ પાહલનજી બરજોરજી દેસાઈએ આપેલાં ભાષણોની હારમાળા મધેનું આ ત્રીજું ભાષણ તા૦ ૨૫-૩-૨૨ ને દિને અંજુમનના આતશબેહરામવાળા હૉલમાં આપ્યું હતું.

નિશ કોમ દાખલ આપણા પેહલવેહલા પારસી પૂર્વજોએ મીદ નામના જરતોસ્તી ચેળાને મદદ આપી હતી. આ પછી એજ મીદ જરતોસ્તીઓનાં રાજ્યની, અને તે પછી બેબીલન અને લીડિયા દેશોની પાદશાહતોની આખરી આપણા નામાંકિત નિયાગાન પારસીઓએજ આણી હતી.

## મીદિયાના જરતોશતીઓની શાહાનશાહત.

આવી બળવાન પારસી કોમની બખે શાહાનશાહતોના સંબંધમાં એક ઉડતી તપાસ લેવાની આજના ભાષણની મતલબ છે. પણ તે આગમજ હમણાજ ઇશારો કરેલા મીદ લોકોનાં રાજયના સંબંધમાં એકાદ બે શબ્દ કેહવા જોઇયે, કેમકે તેમની જોડે આપણાં ભાષણને થોડોક સંબંધ છે. કેયાની ઇરાનીઓની શાહાનશાહત શાહ ગુસ્તાસ્પ પછી કયાં સુધી ચાલુ રહી અને બુલંદ જરતોસ્તી મજહબની પેહલી ખરાબી કયારે થઇ તે ચોકકસપણે કેહવાને આપણી કને કશા પુરાવા નથી. એ બનાવ પછી ઇરાનમાં એસીર્યન લોકોનો અમલ ચાલેલો જણાય છે, કે જે એસીર્યનોની ગુસરીમાંથી એક બહાદુર મીદ પાદશાહે ઇરાની પ્રજાઓને છુટી કીધી અને પોતાના બાપીકા દેશમાં ઇરાની પાદશાહત અને જરતોસ્તી ધર્મ પાછાં બરપા કીધાં. આ મીદ પ્રજા બાબેનું આપણું જ્ઞાન ઘણુંજ ઓછું અને વળી અધુરૂં છે. " તવારીખના પિતા " ને નામે મશહુર થયલા હીરોડોટસના જણાવ્યા પ્રમાણે આ મીદ વંશની સ્થાપના દીજોસીસ નામે એક ઇરાની સરદારે કીધી હતી, અને તેણે તથા તેના વંશના બીજા ત્રણ શાહોએ કુલે ૧૫૦ વરસ ઇરાનમાં અમલ ભોગવ્યો હતો. પણ એક બાબુલી એસીર્યન રાજાના લેખની હાલ શોધ થઇ છે તેમાં આપેલી વિગત ઉપરથી યુરોપીઅન અભ્યાસીઓ એવા સાર ઉપર આવ્યા છે કે મીદિયાના શાહોની સંખ્યા ચારની નહિ પણ આઠની હતી, અને તેઓએ ઇ. પૂ. ૬૭૮ થી ૫૫૦ સુધી માત્ર ૧૨૮ વરસ રાજ્ય ચલાવ્યું હતું.

## બે અગત્યનાં અનુમાનો--જરતોશતનો બહુ પુરાણો જમાનો.

આ મીદ લોકો આર્ય યાને ઇરાની વંશના હતા, જેમના ધર્મગુરૂઓને હીરોડોટસ વગેરે મગુ અથવા મુબેદને નામે ઓળખાવી જાય છે તે પરથી સિધ્ધ થાય છે કે તેમનો ધર્મ જરતોસ્તી હતો. તેમનો જમાનો કાંઇજ નહિ તો ઇસ્વી પૂર્વે સાતમીથી આઠમી સદીનો હતો, તે ઉપરથી જણાય છે કે તેઓ પાળતા હતા તે જરતોસ્તી મજહબના સ્થાપક અશો જરતોસ્તનો જમાનો કેટલાકો કેહવા માગે છે તેમ

આપણા હખામની શાહ દારાવસ હીસ્તારપીસનો જમાનો હોઇ શકેજ નહિ. તે ઘણો પુરાણો હોવો જોઇયે; અને બેરોસસ નામે એક બેબીલોન્યન ધર્મગુરૂ જણાવી જાય છે તેમ તેનાં વતનમાં મીદ વંશના આઠ પરદેશી રાજાઓ રાજ્ય ભોગવી ગયા હતા અને તે દરેક રાજાનું નામ "જરતોસ્ત" હતું, તે વાત જો ખરી હોય તો પેગમ્બર જરતોસ્તનો જમાનો ઘણો પુરાણો લેખાવો જોઇયે. કેહ છે કે આ આઠ મીદ રાજાઓએ બેબીલનમાં ૨૨૪ વરસ સુધી રાજ્ય ભોગવ્યું હતું, અને આજના કેટલાક યુરોપીઅન તવારીખનવેશોએ ગણતરી આપી છે તે મુજબ ઇ. પૂ. ૨૪૪૮ થી ૨૨૨૪ સુધી આ મીદ જરતોસ્તી રાજાઓએ બેબીલનમાં રાજ્ય ભોગવ્યું હતું. આ હકીકતો ઉપરથી બે અનુમાનો કાહડી શકાય છે. એક એ કે જરતોસ્તનો જમાનો આજ આગમજ શુમારે સાડા ચાર હજાર વરસ જેટલો જુનો હોઇ શકે, એટલુંજ નહિ પણ કદાચ એથી પણ વધારે પુરાણા કાળમાં તે સાહેબ હસ્તી ભોગવી ગયા હોય.

બીજું અનુમાન આ છે કે એકજ વંશના એકથી વધારે યા સઘળા રાજાઓ કદીમ જમાનાઓમાં જેમ જુદે જુદે તેમ એકજ નામે પણ ઓળખાતા હશે. આજના જમાનામાં ઇંગ્લંડના હેનરી અને એડવર્ડ અને જ્યોર્જ નામના એકથી ત્રણ અને ચાર રાજાઓ એક પછી એક એકજ નામે તખ્ત ઉપર બેઠેલા આપણ જાણિયે છિયે. આપણે પેહલાં ભાષણમાં અટકળ કીધી છે કે જમશીદ અને જોહાક અને ફરીદુન જેવા શાહોના સેંકડો વરસો તે તેમના એકલાના અમલનાં નહિ પણ તેમનાં આખા વંશના સઘળા શાહોના અમલનાં ભેગા સરવાળાનાં હોઇ શકે. આ અનુમાનને બેબીલન ખાતે ૨૨૪ વરસ સુધી રાજ્ય કરી ગયલા આઠ મીદ જરતોસ્તી શાહોનાં એકસરખાં "જરતોસ્ત" નામ ઉપરથી મજબૂત ટેકો મળે છે.

## પારસી કોમનું પુરાતનપણું.

હીરોડોટસ અને બીજા યુનાની લખનારાઓ મુજબ આપણ છેક હમણા સુધી એમ જાણિયે છિયે કે મીદિયાનાં રાજ્યનો પાયો નાખનાર દીઓસીસ નામનો રાજા હતો, પણ તે વાત નવી શોધ મુજબ ખોટી પડે છે. દીઓસીસ એક ઇરાની ટોળાનો સરદાર હતો ખરો, પણ તેણે મીદિયા પ્રાંતમાં પગ પણ મુકયો ન હતો. તે તો એસીર્યાનાં મોટાં રાજ્યનો ખંડણિયો હતો અને વારંવાર સામો થતાં એકવાર જીવતો કેદ પકડાવાથી તેનાં આખાં કુટુંબ સાથ અશુરી રાજા સાર્ગને તેને દેશબદર કીધો હતો. પણ તેનો વડો બેટો બચી ગયલો હોવાથી તેણે પોતાના ટોળાની સરદારી લઇ

મીદિયામાં પગ પેસારો કીધો અને ત્યાં નાનકડું રાજ્ય સ્થાપ્યું. પાછળથી તેના ક્યાક્સરીસ નામના નબીરાએ વધારે પગ ભર થઇને અને બીજા ઇરાની ટોળાઓને મદદમાં લઇને એસીર્યાનાં પાયતખ્ત શેહર નીનીવેહ ઉપર ચઢાઇ લઇ જઇ તેને તાબે કીધું અને એ રીતે તે મોટાં રાજ્યનો આખરી આણ્યો. આ કામમાં મદદ આપનારા ઇરાની ટોળાઓ મધેનો એક "પાર્સુઆ" નામનો હતો. આ "પાર્સુઆ" તે કોઇજ નહિ પણ આપણા પારસીઓના સૌથી પેહલા પૂર્વજો હતા, જેઓનું નાનકડું રાજ્ય હતું, જેઓ એસીર્યાને ખંડણી આપતા હતા અને તે નહિ ભરવા માટે અશુરી રાજાઓને વારંવાર ચઢાઇ લઇ જવી પડતી હતી, જેમાં જીત મેળવીને તેઓ પોતાના લેખોમાં આ પાર્સુઆ ટોળાનું નામ પણ જણાવી ગયા છે. આ નામની જુનામાં જુની નોધ ઇ. પૂ. ૮૩૬ ની મળે છે, તે ઉપરથી જણાય છે કે આપણો પારસી ટોળો આજ ૨૭૦૦ થી ૨૮૦૦ વરસ કરતાં પણ વધારે પુરાણો છે.

### કુરૂશની મહાભારત ફતેહો.

એસીર્યા જેવી મોટી પાદશાહતને મીદ જેવી નાની પ્રજાએ જીતવાનો બનાવ ખરેખર મહાભારત હતો. પણ તે કરતાં વધારે મહાભારત તેજ મીદ પાદશાહતને પારસી જેવી વધારે નાનકડી કોમે જીતી લેવાને લગતો હતો. એસીર્યાની સમાપ્તિ પછી ૮૫ વરસે મીદિયાની સમાપ્તિ ઇ. પૂ. ૫૫૯માં મહાન કુરૂશ પાદશાહે આણી. મીદિયાનો તે વેળાનો શાહ યુનાનીઓ મુજબ એસ્તાયજીસ નામનો હતો, જેનું નામ અશુરી લેખોમાં "ઇસ્તવુગુ" જણાવેલું છે, અને તેને જીતનાર પારસી શાહનું નામ યુનાનીઓ મુજબ સાઇરસ નહિ પણ બેબીલોન્યન લેખો મુજબ "કુરશ" હતું કે જે હખામની નામ કુરૂશને મળતુંજ છે. યહુદી ધર્મ પુસ્તકમાં એ નામ "ખોરેશ" જણાવેલું છે. ઇસ્તવુગુને માટે કેહ છે કે તે કુરૂશનો મમાવો હતો, જેને પોતાના આ પારસી નબીરાની ફતેહો જોઇને અદેખાઇ લાગી હતી. કુરૂશના નિયાગાનો એસીર્યાની ફતેહ વેળા ઉરૂમિયા સરોવરની બાજુમાં વસતા હતા ત્યાંથી તેઓ જાગ્રોસ નામે પાહડ વટાવીને ઇરાની અખાતને માથે આવેલાં એલામના પ્રાંત ભણી ઉતરી આવ્યા, કે જે પાછળથી સુસિયાના અને હાલ ખુજીસ્તાનને નામે ઓળખાયો છે. ત્યાંથી તેઓ આજના પાર્સ પ્રાંતમાં દાખલ થઇ ત્યાં ઠરીઠામ થયા અને તેમના સરદાર હખામનીશે નાનકડું રાજ્ય સ્થાપ્યું. પાછળથી એલામનું અન્સન નામે શેહર જીતી લઇને પારસી રાજા ચીશપાઇશ આ બેઉ શેહરો પોતાના બે બેટાઓને વેંહચી આપ્યાં. આથી બે પીતરાઇ ખાનદાનો વચ્ચે પારસી રાજ્ય વેંહચાઇ ગયાથી તેની

મજબુતી તુટી ગયલી જોઇને મહાન કુરૂશે બેઉ રાજ્યોને પાછાં જોડી દીધાં અને પછી પ્રથમ મીદિયા ઉપર ફતેહ મેળવ્યા બાદ બેબીલનનાં રાજ્ય ઉપર સવારી લઇ જઇ તેને પોતાનાં નાનકડાં રાજ્ય સાથે જોડી દીધું, અને ત્યારબાદ લીડિયાના રાજા ક્રીસસ અથવા કારૂનની શત્રુવટ જોઇને તેનાં રાજ્યની પણ આખરી આણી. બેબીલન, કેજે મૂર્તિપૂજક રાજ્ય હતું, ત્યાંના છેલ્લા રાજાઓ જોઇયે તેવા દયાળુ કે ધર્મી ન હોવાથી કુરૂશની મદદ માંગવામાં આવી અને એ રાજ્ય પણ પારસીસ્તાન સાથ જોડાઇ ગયું. કુરૂશની આ ફતેહથી જેઓ બહુજ હરખાયાં તેઓમાંની એક કોમ યહુદીઓની હતી, જે જોકે બાબુલી જેવી સેમીટીક હતી પણ પારસી જેવી મુર્તિનો તિરસ્કાર કરનારી હતી. કુરૂશની આ ફતેહથી દુખી થઇને લીડિયાના રાજા ક્રીસસે દુશ્મની બતાવવા માંડી જેના અવેજમાં તે પણ પોતાનું રાજ્ય ખોઇ બેઠો. તેણે કુરૂશનો કેદી નહિ બનતાં જીવતોજ બળી મરવા ચાહ્યું. પણ બળતાં બળતાં તેણે પોતાના જમાનાનાં યુનાની ફીલસુફ સોલનનું નામ પોકાર્યું. આથી કુરૂશે તેને બળી મરતો બચાવી પોતાની આગળ બોલાવી સોલનનું નામ પુકારવાનું કારણ પુછ્યું. કથા છે કે સોલન ફરતો ફરતો ક્રીસસનાં પાયતખ્ત સાર્દીસ ખાતે ગયો ત્યારે તેણે પોતાનો ભરપુર ખજાનો, મોટું લશ્કર, પોતાનું બોહોળું કુટુંબ, અને બીજી ઇનસાનને સુખી બનાવનારી ગણાતી અનેક માયાવતી ચીજો બતાવીને છક કરી નાખવા માંગ્યો. તેમ કરીને તેણે સોલનને પુછ્યું કે "આ બધું જોઇને શું તું એમ નથી ધારતો કે દુનિયામાં હું ખરો સુખી છું?" સોલને તેને આ સંતોષ આપવાની ના પાડીને કહ્યું કે "હર કોઇ ઇનસાન પોતાનાં મરણ સુધી ખરો સુખી કેહવાઇ શકાયજ નહિ." આ વાત ક્રીસસને ગળે ઉતરી નહિ, પણ જ્યારે આતશની ચેહમાં બળી મરવાનો સંજોગ જોયો ત્યારેજ તેને સોલનની શીખામણ ખરી લાગી, અને તેથીજ તે તે ફીલસુફનું નામ પુકારી તેને યાદ કરવા લાગ્યો. જ્યારે કુરૂશે આ કાહણી સાંભળી ત્યારે ક્રીસસને બળી મરતો બચાવ્યો, અને કુરૂશની મેહરબાની સાથે તે ઘણાં વરસ જીવ્યો.

## પારસો બાનુઓએ બચાવેલું પારસી નામ!

મહાન કુરૂશની ફતેહો જોઇને તેના મમાવા એસ્તાયજીસનું દિલ બળવા લાગ્યું. તેનાં દિલમાં અદેખાઇનો આતશ સળગી ઉઠ્યો. કુરૂશ અત્યારસુધી તેને ખંડણી આપતો હતો તે હવે પોતે પગભર થયો છે એમ સમજીને તેણે તે આપવાની ના પાડી. આથી રીશ ભરાઇને ઇસ્તવુગુ કુરૂશ ઉપર ચઢાઇ લાવ્યો. ત્રણ મરતબે કુરૂશની હાર થઇ.

તેના બહાદુર સિપાહો નિરાશ થયા. ત્રીજી લડાઇમાં માર ખાઇને પારસીઓ પોતાના પાસાંગર્દના કિલ્લામાં ભરાઇ બેસવા માટે લડાઇનું મેદાન છોડીને નાસી આવ્યા. શત્રુના સપાટામાંથી જાન બચાવવા માટે તેઓ પોતાનાં વતનમાં આવ્યા. પણ અહીં તેમને એક નવા શત્રુએ રોકયા. તે કોઇજ નહિ પણ તેમની માતા, બેહન, બાયડી અને બેટીઓ હતી. આ બાનુઓએ કિલ્લાના દરવાજા બંધ કીધા—નાસી આવેલા વાહલા લડવૈયાઓને અંદર દાખલ થતા અટકાવ્યા—તેમને હીચકારા તથા નામર્દ કહીને તાના માર્યા—અને ફરમાવ્યું કે જ્યાં સુધી લડાઇ જીતીને પાછા ફરશો નહિ ત્યાં સુધી તમને કિલ્લામાં આશરો મળનાર નથી ! આ બહાદુરીભરેલા ઠપકાથી શરમાઇ જઇને પારસી સિપાહો પાછા દુશ્મનની સામે લડવા દોડયા, અને એવી જવાંમર્દીથી લડયા કે અંતે તેઓ બેશક જીત્યા—મીદિયાનો શાહ કેદ પકડાયો—અને તેનું રાજ્ય પારસીસ્તાન સાથ જોડી દેવામાં આવ્યું. આ પરાક્રમ પારસી બાનુઓએ બજાવ્યું એમ કહિયે તો ચાલે. તે બહાદુર બાનુઓએ હિચકારા બનેલા શૂરવીરોને પાછા લડાઇમાં નહિ મોકળતાં પોતાની ગોદમાં લીધા હોત તો આજે આપણુ પારસીઓનું નામ બેશક નાબુદ થવા પામ્યું હોત.

કુરૂશ બહુ નામીચો શાહ થઇ ગયો તેનો એકલો સબબ તેની બહાદુરીજ ન હતો. તે સાદી જિંદગી પસંદ કરવા અને પોતાના બહાદુર સિપાહોને પણ તેવાજ મિતાહાર બનાવવા માંગતો હતો. મીદિયા જીતી લીધા પછી મીદ લોકોની મોજીલી જિંદગીની મીઠી પણ માઠી અસર પારસી પ્રજા ઉપર પણ થવા માંડે એવું કુરૂશને લાગ્યું. તેના સિપાહોએ એકવાર તેને અરજ કીધી હતી કે મીદ લોકોના જેવો લેબાસ અને ખોરાક લેવાની તેમને પરવાનગી આપવી. પણ કુરૂશે તેમને તેમ કરવાથી થતા ગૈરફાયદા સમજાવીને સાદાઇમાંજ રેહવાની સલાહ આપી હતી.

## "રૈયતોની ફિદાગીરી તેજ શાહની દોલત"

કુરૂશનો બીજો ઉમદા ગુણુ એ હતો કે તેને ખજાનો ભેગો કરવાનો નહિ પણ સખાવતમાં તે આપી દેવાનો લોભ હતો. જીતેલા મુલકના રાજા યા સરદારનેજ ત્યાંની હકુમત તે સોંપતો, ત્યાંના લાયક અમીરોનેજ રાજ વહિવટમાં દાખલ કરતો, અને લોકોને તેમનો ધર્મ પાળવાનું છુટાપણું બક્ષતો. વળી તે તેમનાં ધાર્મિક કામોમાં મદદ આપતો, અને રાજ્યનો ખજાનો મોટે ભાગે તેઓમાંજ વેંહચી આપતો. આવી તેની ખુબીને મોટી ખામી સમજીને ક્રીસસ અથવા કારૂન કેજે તેનો વિશ્વાસુ સલાહકાર

આઇ પડયો હતો તેણે એકવાર શાહને નરમ ઠપકો આપ્યો કે મોટી બક્ષેશોમાં દોલત વાપરી નાખશે તો કોઇ દિન તું મુફલેસ થઇ જશે. વળી તેણે બળાપો કીધો કે અગરજો તેં તમામ ખજાનો ભેગો રાખ્યો હોત તો તું દુનિયામાં સૌથી માતબર શાહ ગણાત. શાહે પુછ્યું કે મેં જો તમામ દોલત ભેગી કીધી હોત તો તે આજે કેવડી મોટી થવા પામત? આના જવાબમાં ક્રીસસે કોઇ અમુક મોટી સંખ્યાનું નામ દીધું. તુરતજ કુરશે પોતાના દરબારીઓ અને દોસ્તોને બોલાવીને કહ્યું કે મને હાલ નાણાંની મોટી જરૂર છે. આ સખુન સાંભળતાંજ સઘળાઓએ પોતપોતાની કનેથી એવડી મોટી રકમો લાવીને શાહ આગળ ભેગી કીધી કે તે જોઇને ક્રીસસ દંગ થઇ ગયો, કારણ કે જે આંકડો તેણે કહ્યો હતો તે કરતાં પણ આ રકમ મોટી હતી. પછી કુરશે તેના તરફ જોઇને કહ્યું કે—"જો આ મારો ખજાનો! જે પેટીઓમાં હું મારી દોલત રાખું છું તે મારી રૈયતોનાં દિલ અને તેમનો ચાહ છે!"

## યાહુદીઓનો "પેહલો" કાઇસર—કુરશ!

એક ત્રીજો સદગુણ કુરશમાં એ હતો કે જેવો પોતાના ધર્મને તેવોજ શત્રુઓ કે બીજી પ્રજાઓના ધર્મને તે એકસરખાં માનને લાયક ગણતો હતો. આવા તેના ઉમદા ગુણને લીધેજ તેણે બેબીલોન્યન લોકોના દેવતાઓને તે લોકોની રાહ રસમ મુજબનું માન આપ્યું હતું. જોકે તે બેબીલન ઉપર ચઢાઇ લઇ ગયો હતો, પણ ત્યાંની પ્રજાઓને તેમના રાજાના જુલમી દોરમાંથી છોડવવા માટેની બશારત બેબીલો-ન્યન વડા દેવતાએજ તેને કરવાનું બાબુલી લેખોમાં જણાવેલું છે. વળી પોતાના વખ્તની સીતેર વરસ આગમજ એક બેબીલોન્યન રાજાએ જરૂસલમ ખાતેનાં યહુદીઓનાં પવિત્ર મંદિરમાં લુટ ચલાવી ત્યાંનો કીમતી ખજાનો બેબીલ્યન ખાતે લઇ જઇ પોતાના દેવતાઓનાં દેહરાંઓમાં જાળવી રાખ્યો હતો, તે સઘળો ખજાનો કુરશે બેબીલન જીત્યા બાદ યહુદીઓને પાછો સપુર્દ કીધો હતો તથા ત્યાં કેદ રાખેલાં યહુદી કુટુંબોને લાંબા વરસોના વિયોગ પછી તેમને વતન પાછા ફરવાની પરવાનગી આપી હતી, તથા જરૂસલમમાં નવું મંદિર બાંધવાની રજા નાણાંની મોટી મદદ સાથે તેણે આપી હતી. આવી તેની સહનશિળતાને લીધે જેમ બેબેલોન્યન લેખોમાં તેમજ યહુદીઓનાં ધર્મ પુસ્તકમાં કુરશ જેવા પારસીની એવી ઉમદા વખાણ નોંધાયલી છે કે જેવી બીજા કોઇજ પરદેશી અને પરધર્મી શાહની બીજી કોઇ પણ પ્રજાનાં ધાર્મિક સાહિત્યમાં નોંધાઇ હોય. બાઇબલમાં "મસિયાહ" (Messiah) યાને "તેલ ચોપડીને પવિત્ર

બનાવેલો" અથવા "અભિષેક કીધેલો" એવો ખેતાબ હજરત ઇસુ ખ્રિસ્ટ પછી બીજા કોઇને આપવામાં આવેલો જણાતો નથી. પણ બરાબર તેજ ખેતાબ ઇસુની આગમજ કુરૂશને આપવામાં આવેલો છે, માટે એમ કેહવામાં આવે છે કે આ પારસી પાદશાહ યહુદીઓનો પેહલો ફાઇરટ હતો।

કુરૂશની સાદાઇ—એક ધડો.

આવો સહનશિળ, નિર્લોભી, દયાળુ શાહ પોતાની ૨૯ વરસની જાહોજલાલી ભરેલી બહાદુર જિંદગી પોતાની અસલ સાદાઇમાંજ ગુજારીને સાદાઇમાંજ સદાની ઉંઘમાં પડવાનું પસંદ કરે તેમાં શી નવાઇ ! તે પોતાને આખા એશિયા ખંડમાં અમલ ચલાવનાર જણાવી જાય છે, તોપણ પાસાંગદેં ખાતેનાં પોતાનાં અસ્તોદાન અથવા દખ્મા ઉપર પોતાને માટે જે લેખ કોતરાવી જાય છે તે એટલોજ છે કે—

"અય બિરાદર, હું કુરૂશ છું—કંબુજ્યનો બેટો અને પારસીસ્તાનની મોટાઇનો સ્થાપક છું, અને એશિયાની ભૂમી ઉપર મારો અમલ ચાલે છે. તે માટેના આ લેખને તું છેડતો ના."

જ્યારે તેની આગમજ થઇ ગયલા અશુરી અને બાબુલી રાજાઓ પોતાની કારકીર્દીના મોટા અને દમામી લેખો કોતરાવી ગયા હતા તે પોતે જાણતા છતાં, અને પોતે તેમનાં કરતાં વધારે નામદારી મેળવેલી હોવા છતાં, કુરૂશે આ કેવા સાદા લેખમાં પોતાની ખરેખરી મોટાઇ કેવી દેખાડી આપી છે ! કુરૂશની આવી સાદાઇ તેના આજના નબીરાઓને સર્વેથી સરસ ધડો શીખવે છે.

સાહેબો, એક કલાકની મુદતમાં મને તમારી આગળ બીજી એટલી બધી વાતો કહી સંભળાવાની છે કે મહાન કુરૂશના સંબંધમાં વધુ વિવેચન કરવાને થોભી શકાય એમ નથી. તેમજ તેના પછીના દારા વીસ્તારપ વગેરે પારસી શાહોનાં ખરાં તવારીખી બયાનો એવાં રસીલાં છે કે તે શાહનામા મધેનાં કેટલાંક દંતકથાને આધારે ઉપજાવેલાં યા કલ્પિત ઉભાં કીધેલાં રસિલાં લાગતાં બયાનો કરતાં પણ આપણી લાગણીને વધારે ઉશ્કેરે અને આપણાં વતન તથા શાહો તરફનો જુસ્સો વધારે તાજો કરે. હું ધારૂં છું કે કુરૂશ, દારયવુશ, દારા, તથા અર્દશીર બાબેકાન, શાપુર, નોશીરવાન આદેલ અને ખુસરૂ પરવીજ જેવા શાહો બાબે જો વર્ણન કરવા બેસિયે તો એવા દરેક શાહને માટે એક નહિ પણ ચાર ચાર ભાષણ આપવાં પડે.

## દારા વીશ્તાસ્પની જવાંમર્દી.

હવે કુરૂશે જે એશિયા ખંડમાં હાકમી ચલાવી હતી તો તેના બેટા કંબુજીયએ પોતાની નજર આફ્રિકા ખંડ તરફ દોડાવીને મિસર દેશ તાબે કરવામાં ફતેહ મેળવી અને મધ્ય આફ્રિકામાં આગળ વધવાની જવાંમર્દી બતાવી. તે પોતાના નાના ભાઇ બર્દીયનો અદેખો પડયો અને તેનું ખુન કરાવ્યું તે વાતની ખબર તેના મેહલના મોબેદ કારભારીને પડવાથી તેના ભાઇ ગઉમાતે બર્દીયનું નામ ધારણ કરીને ઇરાનમાં પોતાની પાદશાહીનો ઢંઢેરો ફેરવ્યો. આ વેળા શાહ કંબુજીય હજી આફ્રિકામાંજ હતો, જ્યાં કોઇ કારણથી તેનું મોત નીપજ્યું તે તકનો લાભ લઇને ગઉમાત મગુ અથવા મોબેદે બર્દીયને નામે ઇરાનમાં પાંચ મહિના સુધી હકુમત ચલાવી. પણ તેનો દગો લાંબો વખ્ત સુધી ચાલે તે આગમજ સાત પારસી શાહજાદાઓએ બહાદુરીથી બાહેર પડીને દગારા ગઉમાતને બેજાન કીધો, અને તેઓ મધેનો વડો દારયવુશ વીશ્તાસ્પ નામનો તખ્તનો હકદાર વારેસ હતો તે નવો શાહ થયો. જો આમ થયું ન હોત તો ઇરાનમાં મોબેદ વર્ગનું રાજ્ય ચાલુ રેહવા પામત. દારયવુશના અમલની શુરૂઆતમાં તેના તાબાંનાં પ્રાંતોના હાકમોએ નવ બળવા જગાડયા પણ એ બધે ઠેકાણે પોંહચી વળીને શાહે બહાદુરીથી તે બેસાડી દીધા. અને બીસતુન પાહડ ઉપરના પોતાના યાદગાર મોટા લેખમાં તે જણાવી જાયછે કે આ કામમાં હોરમજદે મને મદદ આપી હતી.

## યુરોપમાં પારસી સવારી.

દારા ગુશ્તાસ્પ ખરો જરતોસ્તી શાહ હતો. તેના લેખોમાં તે વારંવાર દાદાર હોરમજદને યાદ કરે છે અને તેનીજ મેહેરબાનીથી પોતાને તખ્ત મળવાનો ખુલ્લો એકરાર કરે છે. કુરૂશના જેવોજ તે બહાદુર હતો. અને કુરૂશે જેમ એશિયામાં અને કંબુજીયએ આફ્રિકામાં ફતેહ મેળવી હતી તેમ દારયવુશે યુરોપમાં પારસી સવારી લઇ જવાનું બિડું ઝડપ્યું. પંજાબની ઉગમણુ સરહદ તરફની મોટી ફતેહ પછી દારાયસે આથમણે એશિયાની સરહદ ઓલંગીને યુનાન અને છેક ઇટલી સુધી નવી ફતેહોની શોધમાં લડાયક બારકસોના કાફલા મોકળાવ્યા. ત્યારબાદ તેણે એક તરફથી યુનાની શત્રુઓ સામે યુનાનમાં અને બીજી તરફથી શકા અથવા સ્કીથ દુશ્મનો સામે રશિયામાં લશ્કરો મોકલી તથા પોતે જાતે લડવા જઇને યુરોપની પ્રજાઓમાં ભારે ગભરાટ પાથરી દીધે. પણ યુનાનીઓને સજા કરવાનાં કામમાં પોતાની પુરેપુરી ફતેહ થવા પામે તે આગમજ દારયવુશનું મરણ નિપજ્યું, જેથી તેના જેવાજ બહાદુર બેટા જર્કસીસે બાપની ઉમેદ પાર પાડ-

વાનું અધુરૂં કામ માથે લીધું, અને એથીન્યનોએ સાર્દીસ શેહર બાળી નાખ્યું હતું તેનો કીનો નવા શાહે એથન્સ શેહર બાળી નાખીને લીધો. આ શાહનું અસલ યાને ખીલારોકી તખ્તીઓમાંથી મળી આવતું હખામની નામ ક્ષયાર્સા છે, જેને બિગાડીને યુનાની લખનારાઓ તેને જર્કસીસને નામે ઓળખાવી ગયા છે. તેઓ તેને બહુ માઠો ચીતારી ગયા છે અને તેવોજ માઠો મીસરના લખનારાઓ કંબુજીયને ચીતારી ગયા છે, અને તેમ કરવું સ્વાભાવિક છે. તેમનાં જેવાંજ કારણોથી આપણા તવારીખ-નવેશો સિકંદરને અને અરબ સ્નેહ કરનારાઓને, તેમજ જોહાક અને અફ્રાસિયાબને બુરા ચીતારી ગયા છે. યુનાન ઉપરની ચઢાઇ વેળા પારસી શાહ બાવન લાખ માણસોની ફોજ લઇ ગયો હતો તેમાં જેમ યુનાનીઓ ખોટા આંકડા આપી ગયા છે તેમ યુનાનીઓ સાથની લડાઇઓમાં પારસીઓના થયલી કતલના આંકડા પણ ઘણે દરેજજે ખોટા આપી જવાને તેઓ લલચાયા છે. દાખલા તરીકે મેરેથનની જાણીતી લડાઇનું એકતરફી વર્ણન આપતાં તેઓ એમ કહીને ખરી તવારીખને કલંક લગાડે છે કે ઉપલી લડાઇમાં પારસીઓના છ હજાર ચારશો (૬૪૦૦) માણસો માર્યા ગયા હતા, પણ એથીન્યનોના તો માત્ર ૧૯૨ એકશો બાણુંજ માર્યા ગયા હતા! યુરોપ ઉપરની ચઢાઇનો કશો વાસ્તવિક હેવાલ આપણી કને નથી; જે કાંઇ છે તે યુનાની લખાણોજ છે, કે જે બિલકુલ એકતરફી અને ભરૂસા વિનાનાં છે.

### તે બાએ આજના યુરોપીઅનોનો ગભરાટ.

તોપણ આ એકતરફી લખનારાઓ આપણા શાહોનાં થોડાંક એવાં કામોની નોંધ કરી ગયા છે કે જે ઉપરથી ઉપકાર સાથ આપણ જોઇયે છિયે કે તેઓ જેમ પાણી વિનાની જમીન ઉપર નેહેરો બાંધીને તેમને પાણીવાળી બનાવતા હતા તેમ નદીઓ ઉપર મોટા પુલો બાંધતા, અને પાહડો કોતરીને તેમાંથી લડાઇનાં બારકસોને પસાર થવાના માર્ગો બનાવતા હતા. યુનાન ઉપરની ચઢાઇ વેળા જર્કસીસે એથૉસ નામે પાહડ કોરવાનું મુશ્કેલ કામ બજાવ્યું હતું તેમ તેના બાપ દારયવુશે સિંધુ નદી કયાં સુધી વેપારી બારકસોને માટે ખેડવા લાયક છે તેની શોધખોળ કરાવી હતી. દારા વીસ્તાસ્પની કારકીર્દીમાં એક બિના નોંધવા જોગ આ છે કે તેણે હિંદ ઉપર સવારી લાવીને પંજાબનો પ્રાંત જીતી લીધો હતો. કુરશ પોતે પણ તેની આગમજ હિંદુ કુશ પર્વત સુધી આવીને પછી પાછો ફર્યો હતો. દારાયસે પંજાબ જીત્યા પછી ઇ. પૂ. ૫૧૦ થી હખામની શાહોના અમલની છેક આખરી ( ઇ. પૂ. ૩૩૦ ) સુધી યાને ૧૮૦ વરસો સુધી ત્યાં પારસી અમલ ચાલુ રહયો હતો. પણ

જેમ પારસી ચઢાઇનું આ પરિણામ સંગીન હતું, તેમ યુરોપ ખાનેની ચઢાઇઓનાં પરિણામ સંગીન ન હતાં. જેમ પંજાબમાં પારસી રાજ બરપા થયું અને નિભ્યું તેમ તે યુરોપમાં બરપા થઇ મજબુતી ઉપર આવવા પામત તો આજના યુરોપીઅન લખનારાઓ ગભરાટ બતાવે છે તેમ યુરોપમાં પાછળથી ખ્રિસ્ટી ધર્મનો ફેલાવો થયો તે આગમજ જરતોસ્તી ધર્મનો ફેલાવો થઇ જાત.

## પારસીઓ યુરોપીઅન બનતા કેમ રહી ગયા.

જર્કસીસ પછી હખામની વંશના થોડાક પાદશાહો અમલ ઉપર આવ્યા તેમનાં નામો અને કામોનો ભાગોતુટો હેવાલ શાહનામામાં જણાય છે. આ શાહોને ફિર્દુસી હખામની નહિ પણ કયાની વંશના સમજ્યો છે, પણ એ ભુલ અત્યાર આગમજની જાહેર થઇ ચુકેલી છે. છેલ્લા શાહ દારાએ દારાબ ઉપર મહાન સિકંદર ચઢાઇ લાવ્યો અને પેહલી પારસી પાદશાહતની તેથી આખર આવી. આ ઠેકાણે ઇશારો કરી શકાશે કે જો જર્કસીસના વખતમાં પારસીઓ યુરોપને જરતોસ્તી બનાવતા યા પોતે યુરોપીઅન બનતાં જતા રહી ગયા હોય તો સિકંદરની ફતેહ પછી પણ પારસીઓના હાથમાંથી યુરોપીઅન બનવાની તક જતી રહેલી સંભવે છે. તે એવી રીતે કે સિંકંદરને પારસીઓના ચેહરાનો ઘાટ ઘટમ તથા તેમની રાહ રવેશ વગેરે એટલું બધું ગમ્યું કે તેણે પારસી શાહજાદી સાથ શાદી કરીને તેવીજ શાદીથી ઇરાનીઓ અને યુનાનીઓને એકત્ર બનાવવા માંગ્યા. આ મતલબર્થી અનેક જોડાં બંધાયાં ખરાં, પણ સિકંદરનું તુરતમાંજ મરણ નિપજવાથી તેની નેમ પાર પડવા પામી નહિ.

## જરતોસ્તી સાહિત્ય ભેગાં કરવાની કોશેશ—દસ્તુર તીરદાદ.

બીજી મોટી પાદશાહતવાળા સાસાની શાહો સઘળા ચુસ્ત જરતોસ્તી હતા; પણ તેમના અમલ આગમજ બરાબર પાનશો વરસો સુધી અશ્કાની અથવા પારથીઅન કોમે ઇરાનમાં પાદશાહત ચલાવીને જરતોસ્તી મજહબને બહુજ હાલહવાલીમાં લાવી મુકયો હતો. આ કોમવાળા ઇરાનીઓ સાથ પાડોશના રૂમી લોકોને સદા લડાઇઓ ચાલ્યા કરતી હતી તેઓએ અશ્કાનીઓ બાબે એટલી થોડી વાતો જાહેર કીધી છે કે સ્વદેશી લખાણોની ગેરહાજરીમાં તેમના વિશે આપણને ઝાઝી માહિતી નથી. શુરૂઆતમાં આ અશ્કાનીઓ જરતોસ્તી ધર્મના રક્ષક હતા. પણ પાંછળથી તેઓ ઘણા વેહમી અને મૂર્તિપુજક બન્યા હતા. તેઓ મધેના એકાદ બે શાહોનાં એકાદ બે કામો નોંધવાજોગ છે. વલખશ અથવા પલાશ ( ૧લો ) નામે શાહે જરતોસ્તી ધર્મને લગતાં

સાહિત્ય કે જે સિકંદરની ફતેહ પછી ખરાબ અને વેરવાર હાલતમાં આવી પડયાં હતાં તેમને ભેગાં કરવાની પેહલી તારીફલાયક કોશેશ કીધી હતી. તેના સમયમાં રોમનો શાહાનશાહ પ્રખ્યાત નીરો હતો, તેને આ શાહ વલખશ સાથ સંબંધ પડયો હતો. વલખશે આરમીન્યા નામના ઇરાની પ્રાંતની હાકમી પોતાના ભાઇ તીરદાદને આપી હતી, કે જે દસ્તુરાન દસ્તુર હતો. નીરો આ નેમણુકની સાંમે થયો, પણ તેણે એવી શરત કરવા માંગી કે જો દસ્તુર તીરદાદ રોમ આવે અને નીરોને હાથે પોતાને માથે તાજ મુકાવે તો તેને આર્મીન્યાનો હાકમ રોમ કબૂલ રાખે. પોતે વડો દસ્તુર હોવાથી અને કદાચ પોતાને બરશ્નૂમ હોવાથી તીરદાદે ઉપલી શરત કબૂલ રાખીને દરિયા માર્ગે નહિ પણ જમીન માર્ગે રોમ સુધીની મુસાફરી કીધી હતી, જે દરમિયાન શાહાનશાહ નીરોએ તેનાં માનમાં ૧॥ કરોડ રૂપિયાનો ખર્ચ કીધો હતો.

## ધર્મ સુધારાનું પેહલું મંડાણ.

અશ્કાની વંશની આખરી આણીને અર્દશીર બાબેકાને જે મહાભારત કામો કીધાં તેઓ મધેનું એક અશ્કાની શાહ વલખશે શુરૂ કીધેલાં ધર્મ સુધારાનાં કામને સંપૂર્ણ કરવાને લગતું હતું. તેના એ કામમાં તન્સર નામે દસ્તુરે શાહને મોટી મદદ આપી હતી. જરતોશ્તી ધર્મની ખરાબી જ્યારે પણ પરદેશી અમલ દાખલ થતો ત્યારે થતી હતી. તેવી પેહલી ખરાબી અશુરી લોકોના અમલ વેળા, બીજી યુનાનીઓની ચઢાઇ વેળા અને ત્રીજી અશ્કાની અમલ દરમિયાન થઇ હતી. અશુરી લોકોની નાબુદી પછી મીદ અમલ દરમિયાન મુબદ ધર્મગુરૂઓએ કેટલાંક ધર્મ પુસ્તકો સમારી સુધારીને અથવા નવાં રચીને ધર્મ સુધારાનું પેહલું મંડાણ કીધું હતું, અને તેવોજ બલકે તે કરતાં વધારે મોનેબગ સુધારો શાહ અર્દશીરનાં વડપણ હેઠલ સાસાની મુબદોએ કીધો હતો.

## શાણીનાં પેટ ઉપર તાજ મુકવાની ક્રિયા!

અર્દશીર અને તેનો બેટો શાપુર જેમ બહાદુર તેમ ડાહ્યા પાદશાહો હતા. પાર્સનાં નાનાં રાજ્ય ઉપરથી અર્દશીરે એક એવી મોટી શાહાનશાહત બનાવી કે રૂમી જેવી પગભર થઇ ચુકેલી મોટી શાહાનશાહતના કયસરો પણ ઇરાનનું નામ સાંભળીને ધુજવા લાગ્યા. આ બેની પુઠે પાંચ નબલાં શાહો તખ્તે આવ્યા, જે પછી વળી એવો બળવાન પારસી છોકરો શાહાનશાહતનો ધણી થવા પામ્યો કે જે મહાન શાપુર "(Sapor the Great) ને નામે ઓળખાઇ ગયો છે. તેની તખ્તનશીની

કેટલાં વરસની ઉમરે થયલી તમો ધારો હો ? તે સીતેર વરસ જીવ્યો હતો અને તેણે સીતેર વરસ રાજ્ય ભોગવ્યું હતું. તેના બાપનાં મરણ વેળા રાણી માતા હામેલા હોવાથી વજીરોએ મસ્લેહત કરીને રાણી બેટાનોજ જન્મ આપશે એવા ભરૂસાથી કેહ છે કે તે નામદારનાં પેટને માથે પાદશાહી તાજ લટકાવીને પોતાના ભવિષના શાહની તાજપોષીની ક્રિયા કીધી ! આ વિચિત્ર બિના રૂમી લખનારાઓ જણાવી જાય છે, જેમાં ફિર્દુસી એમ કહીને સુધારો કરે છે કે વડા વજીરે હામેલા રાણીને માથે તાજ પેહરાવ્યું હતું, અને શાહજાદો અવતર્યા પછી તેનું નામ શાહપુર રાખ્યું તથા એકાદ બે માસનો થવા બાદ તેને રેશમી કપડાંમાં વિંટાળીને તખ્ત ઉપર સુવાડીને તેને માથે તાજ મુકવાની ક્રિયા કીધી હતી ! ગમે તેમ હોય, પણ આવો વિચિત્ર બનાવ તવારીખમાં બીજાં કોઇ પણ શાહની તાજપોષીના સંબંધમાં બનેલો મારા જાણવા કે વાંચવામાં નથી.

મહાન શાપુર માનાં પેટમાંથીજ ગોયા ફતેહ અને ફતેહનુંજ વરદાન લઇને આવ્યો હોય તેમ નાની વયથીજ તેની જીતો ચાલુ થઇ. રૂમીઓને માર આપીને તેમના પ્રાંતો ફતેહ કરવા માંડયાથી કયસર જુલ્યન શાપુરને સજા કરવા માટે ભારે દમામ અને ગુસ્સા સાથ ઇરાન ઉપર ચઢી આવ્યો; પણ પોતાની મતલબ પાર પાડયા વિના તેને એવી હીનપસ્તી સાથ પાછું ફરવું પડયું કે અંતે રોમને ઇરાનની મોટાઇ કબૂલ રાખવી પરી.

## બેહરામગુરનાં પરાક્રમ– હિંદી શાહજાદી જરતોશ્તી થઇ.

શાપુર પછી વળી બીજા થોડાક નબળા શાહો તખ્તે આવ્યા, જે બાદ આપણને જાણીતો અને માનિતો શાહ બેહરામગર તખ્તનશીન થયો, જેના અમલની એક વિચિત્રતા એ હતી કે તે છુપે વેશે શેહરોમાં ફરવા નિકળતો હતો અને ખાનગી રીતે પ્રજાની ફરિયાદો જાણી લઇને લોકોને દાદ આપતો હતો. કનોજના મહારાજા આગળ ઇરાનના શાહોને ખંડણી આપતા હતા તે નબળા શાહોના અમલ દરમિયાન બંધ થઇ હતી. આ ખંડણી પાછી ચાલુ કરવા માટે બેહરામગૂર શાહના એલચીનું નામ ધારણ કરીને કનોજ છુપે વેસે ગયો, જ્યાં અનેક બહાદુરીનાં કામો બજાવીને તેણે રાજાની કુંવરીની મોહબત જીતી લીધી, અને તેને ઇરાનમાં લાવીને જરતોસ્તી દીનમાં દાખલ કરી તેની જોડે શાદી કીધી હતી.

## નોશીરવાન આદેલ.

આ પછી થોડીક મુદતે જગપ્રસિદ્ધ નોશીરવાન આદેલનો અમલ શુરૂ થયો. રૂમીઓ સાથની લડાઇઓ તો ચાલુજ હતી, પણ નોશીરવાને તેમને એકવાર ફરીને એવા ધ્રુજાવ્યા

કે તેઓમાં ઇરાનનાં નામનો ભારે ભય પેઠો. નોશીરવાન પોતાના દાદ અને ઇનસાફને માટે બહુ પંકાયલો છે, અને તેમ હોવાથી કેહ છે કે ઇસ્લામી ધર્મ સ્થાપક હજરત મોહમ્મદ પોતે નોશીરવાન જેવા આદેલશાહના જમાનામાં જન્મ પામ્યો તે માટે વડાઇ લેતો હતો.

## ઠગારો પેગમ્બર મજદક.

નોશીરવાનનું અસલ નામ તો ખુસરૂ હતું પણ મજદક જેવા ઠગારા પેગમ્બરને ઉઘાડો પાડી યોગ્ય સજા કરવા માટે તેને "અનુશેહ રવાન" યાને "પાક જાનનો" એવું ઉપનામ મળ્યું, અને તે ઉપરથી "નોશીરવાન" નામ બન્યું, કે જે નામે તે આજ સુધી પ્રખ્યાત છે. મજદક એક મુંબદ હતો, જેણે નોશીરવાનના બાપ શાહ કોબાદના કાચા કાનનો લાભ લઇને પોતે ખુદા તરફનો પેગામ લાવનાર હોવાનો દાવો ઉઠાવ્યો અને ઇરાનમાં એવી મોટી ઉથળપાથળ કરી નાખી કે જેને કારણે હુલ્લડ, લુટ, મારફાડ અને છેલ્લે માંહોમાંહેની લડાઇ વટીકે દેખાવ દીધો. મજદકના નવા ધર્મનો પાયો મૂખ્ય બે બાબતો ઉપર રચાયો હતો. તે એવું શિક્ષણ આપતો કે માણસજાત એકજ બાપનાં બચ્ચાં છે માટે દરેક જણને દુનિયાના દરેક વૈભવ ઉપર એકસરખો હક રેહવો જોઇયે. તે એમ કે એક ઓરત અને બીજી દોલત અમૂક માણસોનીજ મતા હોવી નહિ જોઇયે. આ ઠગારાના હાથ ઉપર ફસી પડવાને લીધે શાહ કોબાદને એકવાર પોતાનું તખ્ત ખોઇ બેસીને કેદી હાલતમાં દેશનીકાળ થવું પડયું હતું. પણ અંતે નોશીરવાને દાનાઓની મજલિસમાં મજદકને તકરારમાં માહાત કીધો અને ઘટતી સજાએ પુગાડયો.

નોશીરવાનનો લાંબી મુદતનો અમલ ઇરાનમાં સોનેરી જમાના જેવો પસાર થયો. જેવો તે બહાદૂર અને ફત્તેહમંદ, દયાળુ અને દાદગર હતો, તેવોજ તે સાહિત્યનો ભારે શોકીન અને મુરબ્બી હતો.

## ખુસરૂ પર્વીજનો દમામ—શાહાનશાહતની આખરી.

ખુસરૂ પર્વીજ નોશીરવાનનો નબીરો હતો, કે જે પોતાના બપાવાના જેવોજ નામાંકિત હતો તોપણ તેના જેવોજ નેકનામી ભરેલો નહિ પણ વધારે દમામી અને વધારે જાહોજલાલ હતો. મુશ્કેલીથી તેને તખ્ત મળ્યું હતું અને તે મેળવ્યા પછી ખોવું પડયું હતું, માટે રૂમીઓની મદદ તથા રૂમી શાહજાદી સાથની શાદી વડે તે તખ્ત પાછું મેળવવા પામ્યો હતો. ટુકમાં શુરૂથી આખર સુધી ખુસરૂ જેવા નામચીન

શાહનો કાળ લડાઇ અને મારફાડમાંજ ગયો હતો. બેહરામ ચોબીન એક બહાદુર પારસી પેહલવાન હતો તેજ ખુસરૂનો સઉથી પેહલો દુશ્મન બની તખ્ત ઉપર દાવો ઉઠાવી નીકળ્યો હતો. જે રૂમીઓએ ખુસરૂને સવેળાની મદદ આપી તેનું બાપિકું તખ્ત પાછું અપાવ્યું હતું તેજ રૂમીઓએ પાછળથી તેજ તખ્ત ઉપરથી તેને ગબડાવી પાડવાને બનતું કીધું હતું. ખુસરૂ સાસાની ઇરાનનો સઉથી છેલ્લો મોટો શાહ હતો. તેના બેટાએજ તેનું ખુન કીધા પછી ઇરાનના તખ્ત ઉપર અનેક નાન-કડા શાહો આવી બેઠા, જેઓ મધેની બે તો ખુસરૂની બેટીઓ હતી. છેલ્લો શાહ યજદેજર્દ શેહરિયાર ખુસરૂનો નબીરો હતો, જેના વીશ વરસના અમલ દરમિયાન તેના ઉપર ગુજરેલી આફતોની કાહણી આપણી આંખોમાંથી આંસુ પડાવે તેવી છે. અરબોએ ઇરાન ઉપર ચઢાઇ લાવીને ભાગી પડતી શાહાનશાહતની આખરી આણી ત્યારે પાંત્રીસ વરસનો નવજવાન શાહ ભુખો તરસો શેહરેશેહર રખડતો થયો અને અંતે ખુનીના હાથ ઉપર જાનથી ગયો. આ બનાવ ઇસ્વી ૬૫૧ માં બન્યો અને તે વરસથી પારસી કોમ રાજતાજ વિનાની થઇ પડી.

## આખરીનાં કારણો.

મોટાં રાજ્યો રંગબેરંગી દેખાવનાં અને મધુર ખુશબો આપનારાં તે ફુળ જેવાં હોય છે કે જે અંદરથી તદન સડેલાં હોવા છતાં બાહરથી મોહક લાગે છે. મોજમજાહ, તકોબરી, ઐયાસીપણું મોટાંમોટાં રાજ્યો ધરાવનારાં પાદશાહી ખાનદાનોને સેહજમાં જમીન દોસ્ત બનાવવાનું મૂળ કારણ થઇ પડે છે. પુરાણા જમાનાનાં બેબીલોન્યન અને એસીર્યન રાજ્યોની જે કારણોથી આખરી આવી, તેજ કારણો હખામની અને સાસાની પારસી પાદશાહતોનો કાળ થઇ પડયાં. કુરૂશે શીખવેલી સાદી જિંદગીનો તેના પોતાના સિપાહો તેની રૂડી સલાહને લીધે ત્યાગ કરી શકયા નહિ, પણ મીદ લોકોની મોજીલી રીતભાત આસ્તે આસ્તે તેમને ફતેહ કરનાર પારસી કોમમાં દાખલ થઇને એટલી બધી ખરાબી પાંથરી શકી કે સિકંદરના યુનાની જોધ્ધાઓને પારસી બહાદુરોને હરાવતાં વાર લાગી નહિ. અરબ જેવા એક વારના ભટકતા અને ભુખે મરતા ટોળાઓ સાસાની શાહાનશાહતની પાયમાલી લાવી મુકવામાં ફાવ્યા તેનો સબબ પણ એજ હતો.

## બન્ને પાદશાહતો વચ્ચે સરખામણી.

હખામની અને સાસાની—એ બન્ને પારસી ટોળાઓ વચ્ચે અનેક રીતે સર-ખામણી થઇ શકે એમ છે. બન્ને ઇરાની ટોળાના અને પારસી બુન્યાદના હોવા માટે

મગરૂર હતા. કુરૂશે તેમજ અર્દશીરે પોતાની બાજુનાં બળથી માત્ર પાર્સ જેવાં એક શેહરની નાનકડી હકુમત ઉપરથી મસ મોટી પાદશાહનો સ્થાપી, વધારી, મજબુત બનાવી ત્યારે તેઓમાં જે હિમ્મત, શૂરાતન, અને દેશહિતકારીપણું હતાં તે છેવટ સુધી રેહવા પામ્યાં નહિ. હખામની રાજ્ય ઉગમણે સિંધુ નદીથી આથમણે ભૂમધ્ય સમુદ્ર સુધી વિસ્તાર પામેલું હતું, અને યુરોપમાં રશિયા તથા ગ્રીસ જીતવામાં જોકે નિષ્ફળતા મળી હતી, તોપણ આફ્રિકામાં મિસર અને ભરતખંડમાં પંજાબ ઘણાં વરસો સુધી પારસી હકુમત તળે રેહવા પામ્યાં હતાં. હખામની શાહાનશાહતનો વિસ્તાર વધતાંમાં વધતો ૨૦ લાખ ચોરસ માઇલનો હતો, અને સાસાની ઇરાનનો વિસ્તાર ૧૫ લાખ ચોરસ માઇલનો હતો. હખામની પારસીઓ યુરોપ, એશિયા અને આફ્રિકામાં ફરી વળ્યા હતા, પણ સાસાની પારસીઓનો દમામ એશિયામાંજ પણ ઘણો વધારે હતો. હખામનીઓના યુરોપીઅન શત્રુઓ ગ્રીકો અને સાસાનીઓના રૂમીઓ હતા. આ શત્રુઓની તવારીખ તેમના હમવતનીઓએ લખેલી હોવાથી, અને પારસીઓની તવારીખ લખનાર હમવતની કોઇજ ન હોવાથી, પારસીઓ કને પારસી તવારીખ જેવું કાંઇજ નથી. જે કાંઇ છે તે પરદેશીઓને અને આપણા હરીફોને આધારેજ આપણ જાણુવા પામ્યા છિએ.

જેવો કુરૂશ પેહલી શાહાનશાહતનો સ્થાપક તેવો અર્દશીર બીજીનો સ્થાપક હતો. જેવો દારાયસ બહાદુર અને ડાહયો હતો તેવો નોશીરવાન જગપ્રસિધ્ધ હતો. જેવો જર્કસીસ તેવોજ ખુસરૂ પર્વીજ દમામી અને જાહોજલાલ જોડે ખૂનીને હાથ માર્યા જનારા શાહો હતા. જેમ હખામની છેલ્લો શાહ દારા નાશભાગ વેળા એક વજીરના હાથ ઉપર માર્યો ગયો, તેમ સાસાની છેલ્લો શાહ યજદેજર્દ એક હાકમના હાથ ઉપર બેજાન થયો હતો. બન્ને મોટી પારસી પાદશાહતોના મરણ કાળ વેળાના આવા શોકજનક બનાવો આપણી આંખોમાંથી આંસુ પડાવવાને પુરતા છે.

### મેહલો અને ઇમારતો.

જેવા મેહલો હખામની શાહો પાર્સાગર્દ, પર્સીપોલિસ અને સુસા ખાતે બાંધી ગયા છે તેવાજ સાસાની શાહો સર્બીસ્તાન અને ફીરૂજાબાદ, મદાઇન અને મશીતા ખાતે બાંધી ગયા હતા. એઓમાં "તખ્તે જમશીદ" ને સાધારણ નામે ઓળખાતો જર્કસીસનો ચેહલમિનાર, અને મશીતાવાળો ખુસરૂ પર્વીજનો મેહલ આજની તેમની ખંડેર હાલતમાં પણ પ્રવાસીઓની શાબાશી મેળવતા મોજુદ છે. સુસા ખાતે શાહ દારાયસના

મેહલનાં ખંડેર ખોદી કાહડતાં ત્યાંથી એક પુરાણાં દખ્મા અથવા પાદશાહી અસ્તોદાનનું ખંડેર મળી આવ્યું છે, તે પાર્સાગર્દ ખાતેનાં કુરૂશનાં દખ્મા અથવા આસ્તોદાનને બરાબર મળતું આવતું જણાય છે. અને અભ્યાસીને એમ લાગી જાય છે કે આજનાં આપણાં દખ્માને લગતી સઘડીને મળતું મોબેદોને રેહવા માટેનું એલાહેદું મકાન તે કદીમ જમાનામાં પણ બંધાતું હતું.

## નક્ષો—ફરોહરની તસ્વીર.

મેહલો ઉપરાંત નક્ષો યાને પાહડો ઉપર પોતાનાં મહાભારત કામોને લગતી તસ્વીરો અને લેખો અથવા તખ્તીઓ કોતરાવવામાં પણ બન્ને કોમોના શાહો ભારે મોજ સમજતા હતા. આવા નક્ષો જેમ કુરૂશ અને દારાયસના તેમ અર્દશીર અને ખુસરૂ પર્વીજના હૈયાત છે. દારાયસનો એક યાદગાર લેખ બીસતુન પાહડ ઉપર ત્રણ જુદીજુદી ભાષાઓમાં પોતાની શુરૂઆતની કારકિર્દીને લગતો કોરાવેલો આજે પણ માન અને વખાણ સાથ મોજુદ છે. દારાયસના જમાનામાં સિકકાનું ચલણ હોય એમ જણાય છે, કે જેને યુનાનીઓ "દારિક" ને નામે ઓળખાવી ગયા છે. સાસાની શાહોના સિકકાઓ તો મોટી સંખ્યામાં મળી આવ્યા છે, જેમાંના એક શાહે (અર્દશીર બાબેકાને) પોતાની જોડે પોતાના બેટાનો અને એક શાહે તો વળી પોતાની રાણીનો સિકકો પોતાની જોડમાં પડાવેલો જણાય છે.

કુરૂશનો એક નક્ષ વિચિત્ર છે. તેને ખભે પાંખો અને તેનાં માથાં ઉપર ડીકાંડરોની તબક ઉઠાવી હોય તેવું તાજ છે. દારાયસના મશહુર નક્ષમાં તેનાં માથાં ઉપર હવામાં ઉડતી પાદશાહી દેખાવની આકૃતિ છે, જેને માટે ધારવામાં આવે છે કે તે તેનું ફરોહર છે. કુરૂશના પાંખવાળા નક્ષને માટે પણ એવો ખુલાસો અપાય છે કે તે તેનાં ફરોહરની તસ્વીર હશે. અર્દશીર બાબેગાન વગેરેનાં નક્ષોમાં એક તસ્વીર દાદાર હોરમજદની છે એમ મનાય છે, કે જે શાહને તાજ ભેટ આપે છે. સાસાની શાહોનો મજહબ ચુસ્ત જરતોસ્તી હતો તેમ જાણ્યા પછી તેઓ હોરમજદની મૂર્તિ યા તસ્વીર કોતરતા હોય એવું માની શકાતું નથી.

## હખામનીઓનો ધર્મ.

હખામની પારસીઓ મીદ લોકો સાથ ભેળાયા તે આગમજ કયો ધર્મ પાળતા હતા તે હજી સુધી નકકી થયું નથી. દારા વીશ્તાસ્પ ખરો જરતોસ્તી અથવા

હોરમજદી મજહબ પાળનારો હતો, અને કુરૂશને માટે કેહ છે કે તેણે બાપિકા ધર્મને સુધારવાની તજવીજ કીધી હતી. હખામનીઓ આર્ય યાને ઇરાની તોખમના હતા, માટે કાંઇજ નહિ તો તેમનો ધર્મ જરતોસ્તની આગમજના ઇરાનીઓના જેવો યજદાં-પરસ્તી હોય. પાછળા હખામની શાહોને માટે કેહ છે કે તેઓ ઇજદ અમશાસ્પંદોની મૂર્તિ બનાવતા અને તેમને અમૂક દિવસે શેહરમાં ફેરવતા હતા. આ રિવાજ અશુરી અને બાબુલી જેવી સેમિટિક કોમોમાં હતો, કે જેની નકલ જ્યારે કુરૂશ જેવો શાહ કરી નથી ગયો તો પાછળા હખામની શાહો કે જેમને ફિર્દુસી કેયાની વંશના મનાવે છે તેઓએ કરી હોય એમ માની શકાતું નથી.

### સાસાની સાહિત્યનો સોનેરી જમાનો.

મહાન દારયવુશ અથવા દારાયસ હીસ્તારપીસ એલમનો શોકીન હતો, પણ નોશીરવાન આદેલનો એ શોક જગપ્રસિદ્ધ છે. પ્રખ્યાત અકબર બાદશાહની માફક નોશીરવાન દેશ પરદેશના દાનાઓની મજલિસો બોલાવતો હતો, તેમની બાહોશી મુજબ નવાજતો હતો, પરદેશી કીમતી ગ્રંથો ગમે તેવી મુશ્કેલી છતાં પણ મેળવીને પોતાની રાજ દરબારી પેહલવી ભાષામાં તેમના તરજુમા કરાવતો હતો, અને એ રીતે એલમનો શોક રૈયતોમાં વધારતો હતો. "કલીલે અને દમ્ને" નામના જે ગ્રંથના તરજુમાઓ યુરોપની અનેક ભાષાઓમાં થયા છે તે મૂળ સંસ્કૃત ઉપરથી પેહલવીમાં ઉતારેલો ગ્રંથ હતો. જેમ આ ગ્રંથનું તેમજ શત્રંજની બાદશાહી રમતનું મૂળ મથક પણ હિંદુસ્તાન મનાય છે, પણ તેનો પરદેશી ફેલાવો ઇરાનથી નોશીરવાનના જમાનામાં થવા લાગ્યો હતો. વળી ઇરાનના પાદશાહોનાં નામાની પેહલી શુરૂઆત પણ નોશીરવાને કરાવી હતી. પ્લેટો અને એરિસ્ટોટલ જેવા યુનાની ફીલસુફોના ગ્રંથોના તરજુમા પણ નોશીરવાને પેહલવી ભાષામાં કરાવ્યા હતા.

### ખુસરૂ પર્વીજની જાહોજલાલી.

મેં આગળ કહ્યું છે કે સાસાની શાહો હખામની શાહો જેવા ઘણા ફતેહમંદ નહિ પણ ઘણા દમામી હતા. તેમની જાહોજલાલીનો સૌથી છેલ્લો દાખલો ખુસરૂ પર્વીજનો દમામ પુરો પાડે છે. આપણી છેલ્લી શાહાનશાહતની આખરી ખરૂં જોતાં એજ શાહની હારજીત પછી આવી હતી. રૂમીઓ સાથની છેલ્લી લડાઇઓમાં તે વાજબી ન હતો, કે જે નાપેકાર જંગે તેનાં તેમજ રૂમીઓનાં રાજ્યનો પાયો ખણ્યો. દોર દમામ અને ગુમાન અને અભિમાનને વશ થઇને ખુસરૂએ પોતાનાજ ખેશીઓને

અને દરબારીઓને શત્રુ બનાવ્યા, અને એવાં કામોનાં પરિણામ દાખલ તેનાજ તખ્તવારેસ શાહજાદાએ તેનો જાન લીધો. તેના જેવો દોર દમામ થોડાજ શાહો ભોગવી ગયા હશે; તેના જેટલી દોલત અને જાહોજલાલી થોડાજ શાહોનાં બખ્તમાં લખાયલી હશે.

રૂમી તેમજ ઇસ્લામી તવારીખનવેશો જણાવી ગયા છે તે પ્રમાણે તેના બાદશાહી તબેલામાં ૧૦૦૦ હાથીઓ, ૧૨ હજાર તુરકસ્તાની સફેદ તથા આઠ હજાર અરબસ્તાની નાના કદનાં ઉંટો, અને ૬૦૦૦ ઘોડા તેની પોતાનીજ સવારીની ખિદમતને માટે તૈયાર હતાં. ૭ હજાર બૉડિગાર્ડો અને ૧૨૦૦ પેહલવાનો તેનાં રક્ષણ માટે મોજુદ હતા. તેના લડાયક સવારોની સંખ્યા એક લાખની હતી. તેના મેહલમાં ૧૨ હજાર દાસીઓ અને ત્રણ હજાર બીજી સ્ત્રીઓ હતી.

બારબદ અને સરકશ નામના તેના બે નામીચા ગવૈયાઓ ઉપરાંત ૧૨ હજાર રામશગરો હતી.

તેની અતિ મોટી દોલતને આઠ ભાગોમાં વેંહચીને દરેક ખજાનાને જુદું નામ આપેલું હતું. તેનાં અનેક કીમતી તખ્તોમાં સૌથી નામીચું "તાકદીસ" નામનું હતું. કેહ છે કે તે ૧૦૦ ગજ ઉંચું, ૧૨૦ ગજ લાંબું અને ૭૦ ગજ પોહળું એક મોટાં ઘર જેવું હતું. તેમાં દર બામદાદે જુદી જુદી કિસમના ફરશ બિછાવવામાં આવતા. તેમાં એવી કારીગરી હતી કે જ્યારે આફતાબ મેષના બુર્જમાં આવતો ત્યારે તખ્તની સન્મૂખ ગોયા બહારની મોસમનો બાગ ખીલી નીકળેલો હોય તેવો દેખાવ નજર આવતો, અને સિંહના બુર્જમાં આફતાબ જતાંજ બાગને બદલે મેદાન થઇ રેહતું હતું. તેમાં ૧૨ રાસીઓ અને ૭ ગ્રહોના નમુના બનાવ્યા હતા.

સવા ચારશો વરસની આવી દમામી શાહાનશાહત જેમ હખામનીનાં ખંડેરમાંથી ઉઠી ઉભી થવા પામી હતી, તેમ તેના પોતાનાં ખંડેરમાંથી ત્રીજી પારસી પાદશાહતે હજી સુધી જન્મ લીધો નથી, એ એક બહાદુર કોમ તરીકેની આપણી કમનસીબી છે.



# કદીમ ઈરાન.

---

## ભાષણ ૪ થું.*

---

### પારસીઓ—ઇરાનના અને હિંદુસ્તાનના.

### હિંદ સાથનો તેમનો કદીમ જમાનાઓથી ચાલતો આવેલો રાજદ્વારી, સંસારી, તથા ધાર્મિક સંબંધ

છેલ્લાં ભાષણમાં આપણે ઇરાનના કદીમ શાહોની જાહોજલાલીની ઉડતી તપાસ લીધી હતી. તે પછી તમોમાંના કોઇને એવું લાગશે કે આપણી પુરાણી પાદશાહતોની આખરી આવ્યા પછી હવે ઇરાનમાં આપણને રસ પમાડે એવું કશું રહ્યું નથી, કારણ કે ઇસ્વી ૬૫૧ પછી નવી પારસી પાદશાહી કે જાહોજલાલી જેવું કંઇ જણાયું નથી. ઇ. પૂ. ૩૩૦માં પેહલી પારસી પાદશાહી આખર થયા પછી પાનશો છપ્પણ વરસો ગુજરી ગયા બાદ ઇસ્વી સન ૨૨૬માં બીજી પારસી હકુમત બરપા થવા પામી હતી તે આપણ જાણિયે છિયે, પણ સવા ચારશો વરસે એ શાહાનશાહતની આખરી આવી ચુકયા પછી પાનશો છપ્પણ કરતાં બેવડાં, અને તે કરતાં પણ વધારે યાને બરાબર બારશો સીતેર વરસો પસાર થઇ ગયા છતાં પારસીઓએ ઇરાનમાં ત્રીજી મરતબે પોતાની પુરાણી હકુમત પાછી બરપા થયલી જોઇ નથી—અને તેમ ફરીથી ભવિષમાં તેઓ કદી પણ જોવા પામે એ બહુ શકમંદ છે.

#### ચીનમાં પારસી સંસ્થાન.

પણ તેટલામાટે આપણને નિરાશ થવું જોઇતું નથી. તમોમાંથી જેઓ ઇરાનની પાછળી તવારીખથી થોડા ઘણા પણ વાકેફગાર છો, તેઓને ખબર છે કે રાજ ખોઇ બેઠા પછી અરબ ફતેહ કરનારાઓના અમલ દરમિયાન પારસી બહાદુરોએ પોતાના બાપદાદાનું રાજ્ય પાછું બરપા કરવાની અનેક મરતબે જીવતોડ કોશેશ કીધી હતી, કે જેમાં માઠાં ભાગ્યે તેઓ ભારી ખુઆરી સાથ નિષ્ફળ થયા હતા. સાસાની વંશના છેલ્લા પારસી પાદશાહ યજદેજર્દ શેહરિયારના બે બેટાઓમાંનો એક ફીરૂજ નામનો

---

* રાહનુમાએ માજદયસ્નાન સભા તરફથી મી૦ પાહલનજી બરજોરજી દેસાઇએ તા૦ ૧ લી એપ્રિલ ૧૯૨૨ ને દિને અંજુમનના આતશબેહરામમાં આ ભાષણ આપ્યું હતું.

ચીન તરફ નાસી ગયો હતો, જ્યાંના તઇતસીંગ નામે શાહાનશાહે તેને સારો આવકાર દઇ એક મોટી જાગીર બક્ષી હતી. ત્યાં પાછળથી નાસભાગ કરતા ઘણાએક પારસીઓ જઇને વસ્યાથી એક પારસી સંસ્થાન બરપા થયું હતું કે તે પાછળથી ઘણું વધી ગયું હતું.

## રાજ્ય પાછું મેળવવાની પેહલી કોશેશ.

આ શાહજાદા પીરૂજનો નરસી નામે એક બેટો હતો તેને ચીનાઓ ની-ની-ચાને નામે ઓળખી ગયા છે. આ નીનીચાના એક નબીરાએ ચીનાઓની મદદથી પોતાના નિયાગાનોની હકુમત પાછી મેળવવાની કોશેશ ઇસ્વી ૬૮૭માં કીધી, પણ તેમાં તે ફાવ્યો ન હતો. શાહ યજદેજર્દની એક બેટીને માટે કેહ છે કે તે ઇસ્લામીઓના પેગમ્બરની બેટી ફાતિમાના બેટા હસન સાથ પરણી હતી, અને એ જોડાંનો વંશવેળો મોટો હતો. શાહજાદા પીરૂજની બે બેટીઓમાંની એક, કે જેનું નામ માહ આફ્રીદ હતું, તે વાલીદ નામના ખલીફ સાથ પરણી હતી, જેમનો બેટો યેજીદ પણ ખલીફના તખ્ત ઉપર બિરાજી ગયો હતો.

## પારસી જબાનની ચઢતી કળા.

અરબોની ફતેહ વેળા ઇરાનના ઉત્તર ભાગમાં અનેક જરતોસ્તી હાકમો માજન્દરાન. તબરિસ્તાન, રૂસ્તમદાર, બોખારા વગેરે ભાગોમાં રાજ્ય ચલાવતા હતા, જેમને અરબો ઘણાં વરસો સુધી મારી કે છેડી શકયા ન હતા. આશરે ૩૦૦ વરસો સુધી ઇરાનમાં અરબોનો દોર ચાલુ રેહ્યો, જે પછી હજરત અલીના પંથવાળા શીઆ ઇસ્લામીઓ પગભર થયા, જેમના તરફ ઇસ્લામી દીન કબૂલ રાખનારા પારસીઓની દિલસોજી હતી. અરબોના ગયા પછી ઇરાનમાં નવા નવા હાકમો ઉભા થયા, જેઓમાંના કોઇ પોતાને શાહ જમશીદની તો કોઇ બેહરામ ચોબીનની ઓલાદના જાહેર કરતા હતા. અરબોના દોર વેળા પુરાણી પેહલવી બાષા લગભગ ઢંકાઇ ગઇ હતી, પણ તેમના ગયા બાદ જલદીથીજ અરબી જબાને ઇરાનમાંથી રૂખ્સત લીધી—બલકે તેને રૂખ્સત આપવામાં આવી—અને સાસાની વંશના ઇરાની શાહ ઇસ્માઇલે પુરાણી પેહલવી બાષાને સુધારીને પાછી તખ્તનશીન કીધી, કે જે ત્યારથી પારસી જબાનને નામે ઓળખાઇ. રૂદકી અને ફિર્દુસી જેવા શાયરોએ આ નવી પેહલવી અથવા ફાર્સી જબાનમાંથી ચુંટી ચુંટીને તમામ અરબી શબ્દો પોતાનાં કાવ્યોમાંથી કાઢડી નાખ્યા. આ કામમાં શાહ ઇસ્માઇલે પોતે પણ મદદ આપી, તે એવી રીતે કે પોતે જે કાવ્ય બનાવતો તે આ નવી જબાનમાંજ રચતો હતો.

## તાજીક નામનો ઇરાની ટોળો.

અરબોના દોર વેળા અનેક જરતોસ્તી ટોળાઓ ઇરાનની આસપાસ પોત પોતાનો અમલ સ્વતંત્રપણે ચલાવતા હતા, તેઓ મધેનો એક તાજીક અને બીજો સિયાહપોશ કાફિર નામનો હતો. તાજીક ઇરાનીઓ બદક્ષાન અને બોખારામાં મોટી સંખ્યામાં વસે છે, તેમજ તેઓ ખોકંદ, ખીવા, ચીનાઇ તારતરી અને અફઘાનિસ્તાનમાં વિખરાયલા છે. તેઓ ઇરાની બુનાદના અને ઇરાની દેખાવના બહાદુર લોકો છે; તેઓ ભોળાં દિલના, સાદા અને સાચા, તેમજ સુધરેલા અને સાહિત્યનો શોક ધરાવનારા છે. બોખારાની દરબારમાં છેક ગઇ સદીની અધવચ સુધી તેઓ વજીરાત જેવા મોટા ઓધ્ધા ધરાવતા હતા. પારસી મોબેદોની સફેદ પાઘડી તેમને માથેનું "તાજ" કેહવાય છે; તેમ આ તાજીક લોકો પણ માથે તાજ જેવું કાંઇ ઘાલે છે તે ઉપરથી તેમને "તાજીક" નામ મળેલું મનાય છે. તેઓ વળી ઇરાની જરતોસ્તીઓની માફક દેહકાનને નામે પણ ઓળખાય છે, અને ખેતીવાડી તેમનો મૂખ્ય પેશો છે. પાહડોમાં વસનારા તાજીકો "ગાલ્ચા"ને નામે ઓળખાય છે, જેમની ભાષા અવસ્તા જબાનને અનેક રીતે મળતી જણાઇ છે. જો તેમની રગોમાં પારસી લોહી દોડતું હોય તો આપણુ અચરત થઇશું નહિ.

## બીજા જરતોસ્તી ટોળાઓ: સિયાહપોશ કાફિર.

એક બીજો જરતોસ્તી ટોળો "સત"ને નામે ઓળખાય છે. આ નામ અસલ શબ્દ "ક્ષથ્ર" (યાને પાદશાહ) ઉપરથી બનેલું મનાય છે. ફીરોઝ કોહી નામનો એક ટોળો આજની ફાર્સી જબાન વાપરે છે. પણ એ સઘળામાં વધારે જાણવા અને અભ્યાસ કરવા જોગ તો "જમશેદી" નામનો ભટકતો ટોળો છે. તે બહાદૂર, ખુશ મિજાજી અને સભ્ય છે. તેની ભાષા ફાર્સીને મળતી છે. વળી એક ટોળો સીજીસ્તાનીને નામે ઓળખાય છે તે પણ કદીમ જરતોસ્તી તાયફો હતો, જેની આજની જબાન અરબી કે તુર્કી શબ્દોના કશા ભેળ વિનાની ચોખી ફાર્સી છે.

મધ્ય એશિયામાં પામીર તરફ શીગનાન, બલ્ખ, સમરકંદ, વાખાન, વગેરે મથકો ખાતે અનેક જરતોસ્તી તાયફાઓ આજથી ૫૦૦ થી ૭૦૦ વરસોની વાત ઉપર વસતા હતા, તેઓ મધેનો એક કાફિરિસ્તાનમાં આજે પણ વસે છે, કે જે "સિયાહપોશ કાફિર"ને નામે ઓળખાય છે. આ ટોળાના મુલકને કાબુલના માજી અમીર અબ્દુલ રેહમાને પોતાના મુલક સાથ થોડાંજ વરસ ઉપર જોડી દીધો છે.

માટે હાલ તે ઇસ્લામી ધર્મ પાળે છે કે કેમ તેની આપણને માહિતી નથી; પણ તે આગમજ તેની ધાર્મિક તેમજ સંસારી રાહરસમો તથા ભાષામાં, તેમજ વળી તેના ચેહરા અને સ્વભાવમાં તે બીજા કોઇ પણ ઇરાની ટોળા કરતાં પારસીઓને વધારે મળતો આવતો જણાયલો હતો. આફ્તાબ, આતશ વગેરે તરફ આ કાફિરો માન ધરાવે છે, સુવાવડી અને અટકાવવાળી ઓરતોને એલાહેદી રાખવાને ધર્મનું ફરમાન ગણે છે, લાશને બાળતા કે દાટતા નથી પણ પશુ પક્ષિઓનાં ભક્ષણ માટે પેટીમાં ખુલ્લી મુકીને પાહડ ઉપર લઇ જાય છે, જમતી વેળા હાથ ધોઇ ખુદાનો આભાર માને છે, નવું વરસ જમશેદી નવરોજને ટાકણે પાળે છે, બાળપણમાં શાદી કરતા નથી, અને જવાનિયાંઓ પસંદગીથી પરણે છે.

અફ્ઘાનિસ્તાનમા હેરાત, મર્વ વગેરે અનેક ઠેકાણે જરતોસ્તીઓ વસતા હતા, અને જાબુલિસ્તાન, સીસ્તાન વગેરે ઠેકાણેથી આજે પણ જરતોસ્તી ધર્મ સ્થળો વગેરેનાં ખંડેરો મળે છે. બોખારાનું અસલ નામ જમકંદ અને કાબુલનું ઉર્વ હતું, પણ આજે નામે બદલાઇ ગયા છતાં તેઓ અસલ જરતોસ્તી મથકો હતાં. ખારેજમ ખાતે અસલી ઇમારતોના તુટી પડેલા પથરો ઉપર અવસ્તાઇ ભાષાના હોય તેવા હરફોમાં લેખો કોતરેલા મળી આવ્યા છે.

### પારસી બુનિયાદના અરબ વિદ્વાનો.

અરબોએ ઇરાનનું રાજ્ય જીતી લીધા પછી ત્યાં ખલીફાનું રાજ્ય ચાલ્યું તેઓ મધેનો એક હારૂન-અર-રશીદ નામનો હતો, જે "અરેબ્યન નાઇટ્સ"માં વખણાઇ ગયો છે. તેના અમલ વેળા જાફર નામનો તેનો વજીર પણ પોતાના સખાવત અને ભલાં દાનને માટે પ્રખ્યાત થઇ ગયો છે. તે બરમક નામના જરતોસ્તી નિયાગાનનો નબીરો હતો. તે જેમ ત્રીજી પેહડીએ પારસી હતો, તેમ બીજા સંખ્યાબંધ નામીચા અરબ વદ્વાનો, લખનારાઓ અને સાહિત્યના શોકીનો થઇ ગયા છે, તેઓ પણ પારસી બુન્યાદના હતા. જેમકે અવીસેના (ઇબ્ન સિના), અલ બીરૂની, હમ્જા ઇસ્ફહાની, અલ ફરબી, અલ ઘજલી વગેરેએ અંકગણિત, બીજગણિત, ભૂમિતી, રસાયન શાસ્ત્ર, ખગોળ વિદ્યા, ભૂગોળ વિદ્યા, ઇતિહાસ, વ્યાકરણ, તર્ક શાસ્ત્ર, ગાયન શાસ્ત્ર, વનસ્પતિ વિદ્યા, વૈદક શાસ્ત્ર, વગેરે વગેરે વિદ્યાઓને લગતા ગ્રંથો અરબી ભાષામાં લખ્યા છે, તે સઘળા લખનારા અરબ વિદ્વાનો બાપેદાદે જરતોસ્તી હતા. આ અરબી ગ્રંથો ઇરાનમાંજ લખાયા હતા. આ બાપેદાદે પારસી ગ્રંથકારોનો લાગવગ અબ્બાસી વંશના ખલીફાઓના વખ્તથી વધ્યો હતો, અને એ વંશને ખીલાફત ઉપર લાવનાર મોટે ભાગે પારસીઓ અને ઇસ્લામી બનેલા જરતોસ્તીઓજ હતા.

## પારસીઓને મળેલાં મોતબર ફરમાનો.

આ વાત ખરી છે કે પારસીઓ તરફ તેમને ફતેહ કરનારા પેહલા અરબ ખલીફા અને બીજા અમલદારો મેહરબાન હતા. પારસીઓ ઉપર અરબોની મેહરબાની તો હજરત મોહમ્મદની પોતાની પણ હતી. તેના ખાસ દોસ્તો જેઓ "અસ્હાબ"ને નામે ઓળખાયા છે તેઓ મધેનો એક દીન્યાર નામે જરતોસ્તી ધર્મગુરૂ હતો. તેની તારીફનાં વચનો કુરાનમાં અનેક છે. કહ છે કે આ મોબેદ કે જે ઇસ્લામી ધર્મ પુસ્તકમાં સલ્માને ફ્રાર્સીને નામે ઓળખાયો છે તેને હજરત મોહમ્મદે પોતાના જમાઇ અલી કને લખાવીને એક ફરમાન કરી આપ્યું હતું જેમાં તેને અને તેની કોમવાળા પારસીઓને તેમનો મજહબ પાળવા દેવાની અને તેમની કનેથી ખંડણી નહિ લેવાની ઇસ્લાની હાકમો અને બીજાઓને તાકીદ ફરમાવી હતી. એજ મતલબનું બીજું ફરમાન હજરત અલી જ્યારે ખલીફ થયો ત્યારે તેણે પણ પારસીઓને લખી આપ્યું હતું. આ બેઉ ફરમાનોમાં પારસીઓની સ્તુતિ જોવામાં આવે છે.

## રાજ્ય મેળવવાની નવી કોશેશો.

અલી પછી અબ્બાસી વંશની ખિલાફત દરમયાન પારસીઓ ઉપર અરબો તરફથી નહિ ખમાય એવી હાથ ચાલાકી થવાને લીધે ખલીફ અબુ જાફર અલ મનસુરના અમલ દરમિયાન દુખી પારસીઓએ સ્વતંત્ર થવાની જીવતોડ કોશેશ કીધી, પણ તેમાં તેઓ હાર્યા અને મોટી સંખ્યામાં માર્યા ગયા. આ બનાવનું મુકરર વરસ મલ્યું નથી, માટે અબુ મન્સુરના ઇસ્વી ૭૫૩ થી ૭૬૫ સુધીના બાર વરસના અમલ દરમિયાન પારસી રાજ્ય સ્થાપવાની બીજી વારની તજવીજનો બનાવ બનવો જોઇયે.

આ અબુ મન્સુર ખલીફના બેટા ખલીફ માહદીના વખ્તમાં બોખારાનાં નાનકડાં રાજ્યમાં મોકન્ના નામે એક ધણીએ પેગમ્બર હોવાનો દાવો ઉઠાવ્યો, કે જે બાપેદાદે જરતોસ્તી હતો. તેની નેમ જરતોસ્તી મજહબને નવેસરથી અમૂક ફેરફાર સાથ ઇરાનમાં બરપા કરવાની હતી, અને એ કામમાં તેને બોખારાના જરતોસ્તી બુન્યાદના ઇસ્લામી હાકમની મદદ હતી. તે જમાનામાં જેમ કેટલાક પારસી જોધ્ધાઓ નવેસરથી રાજ્ય બરપા કરવા માગતા હતા તેમ બીજાઓ કદીમ મજહબને નવેસરથી સમારી ફેલાવવા માંગતા હતા. પણ આ બેઉ કોશેશોમાં તેઓ ફાવ્યા નહિ. ભારી ખુઆરી સાથ શિકસ્ત પામ્યા પછી પારસીઓએ ફરીથી સ્વતંત્ર થવાની કોશેશ કીધેલી જણાતી નથી. પણ આ નિષ્ફળ ગયલી કોશેશોથી એક ફાયદો એ

થયો કે શીયા પંથી અને જરતોસ્તી બુન્યાદવાળા ઇસ્લામીઓ તથા પારસીઓએ મળી જઇને ઇરાનમાંથી અરબોને રૂખ્સત લેવાની ગોયા ફરજ પાડી હોય તેમ તેઓનો અમલ તુટતો ગયો અને ઇરાની વંશના નવા શાહો જુદાજુદા પ્રાંતોના ધણી થઇ બેઠા.

## બખ્તિયારી જરતોશતી ટોળો.

આ વેળા પહાડોમાં હજી પણ થોડાક બહાદુર જરતોસ્તી બુન્યાદ ધરાવનારા ટોળાઓ વસતા હતા, જેઓ મધેનો એક બખ્તયારી નામનો ટોળો તો આજ સુધી હસ્તી ભોગવે છે અને પારસીઓને મળતી કેટલીક રીતભાત વાપરે છે. આ ટોળાનીજ મદદથી ઇરાનમાં જંદ" નામે અસલ જરતોસ્તી ગણાતા ટોળાનો સરદાર કરીમખાન જંદ ઇરાનનું તખ્ત મેળવવા પામ્યો હતો, કે જે અને તેના વારેસો પારસીઓ ઉપર મહેરબાન હતા. તેના વંશની આખરી આણીને આજે ઇરાનમાં એકવાર ફરીને પરદેશી યાને ઇરાની નહી તેવા તુરકી વંશની હકુમત ચાલે છે, કે જે "કાજાર વંશ"ને નામે મશહુર છે. આ તુરકી વંશના સ્થાપકના સખ્ત અમલ દરમિયાન પારસીઓની છેલ્લી મોટી કતલ ચાલી હતી.

## હિંદ સાથનો ઇરાનનો કદીમ સંબંધ.

આટલી હદ સુધી ઇરાન ખાતેના અને તેની આસપાસ વસતા પારસીઓ અને પારસી કે જરતોસ્તી કે કદીમ ઇરાની ટોળાઓની ઉડતી તપાસ લીધા બાદ હવે આપણુ હિંદુસ્તાન તરફ નજર દોડાવયે. તેમ કરતાં આપણને છેક પુરાતન જમાના સુધી જવું પડશે, કે જે તવારીખો સહી જમાના જેટલો ભરૂસેદાર નથી લેખાતો. તેમ કરતાં પ્રથમથીજ કહી દઇશું કે ઇસ્વી સનેની આઠમી સદીની આખરીએજ પારસીઓ હિંદુસ્તાનમાં પેહલા આવ્યા હતા એમ કહેવામાં કશી સચ્ચાઇ છેજ નહિ, પણ "કિસ્સે સંજાણ" નામની ફાર્સી બેતબાજીમાં લખાયલી નાનકડી ચોપડીમાં જણાવેલી ગણતરીને ખરી માનીને તેને ટેકવી રાખવા માટે કેટલાકો પારસીઓને આ દેશમાં ઇસ્વી ૭૭૫ માં આવેલા માને છે અને મનાવે છે. "કિસ્સે સંજાણ" આજ સવા-ત્રણશો વરસો ઉપર નવસારી ખાતે રચવામાં આવેલું કાવ્ય છે. તે કાંઇ તવારીખ નથી, પણ તેમાં બયાન કીધેલી દંતકથાને તવારીખનો છાપ આપવાની કોશેશ થાય છે. પણ તેવી તજવીજ કરનારાઓ કને તે બાબેના વધુ પુરાવા કે શાહાદતો નથી. પણ પારસીઓનો પોતાનો, અને તેમની આગમજ ઇરાનના જરતોસ્તીઓનો, અને વળી તેમની પણ આગમજ કેયાની અને પેશદાદ જમાનાઓના ઇરાનીઓનો આ હિંદુસ્તાન

દેશ સાથ જેમ જમીન તેમજ દરીયા માર્ગનો નિકટનો સંબંધ કદીમ જમાનાઓથી છે તે પુરવાર કરનારી શહાદતો આપણી કને ઘણી છે. મારાં આજનાં ભાષણમાં તે સઘળી નોંધોનાં ફકત મથાળાંજ ઉતારવા માંગુ તો તેટલું પણ બહુ થઇ જાય તેવી અને તેટલી બધી તે છે, કે જે ખુલ્લું બતાવે છે કે હિંદ સાથનો આપણો સંબંધ ઇસ્વી સનેની પછીનો નહિ પણ તેની આગમજ કમમાં કમ ત્રણ હજાર વરસ જેટલો પુરાણો છે.

## તેના થોડાક દાખલા.

આપણા કેટલાક ભાઇઓ દંતકથાને તવારીખનો છાપ આપવાની ઘણી ઉલટ ધરાવે છે, અને તેટલા માટે તેઓ શાહનામાને પણ તવારીખનો ગ્રંથ ગણવા માગે છે. જેઓ આવો વિચાર ધરાવે છે તેઓ ઉપલા કિસ્સાને પણ ખરો માને છે. પણ તેમ કરીને તેઓ પોતેજ પોતાને તોડે છે; કારણ કે શાહનામા મુજબ ઇરાનનો હિંદુસ્તાન સાથનો સંબંધ પેશદાદ હોશંગથી છે. આ સંબંધ ફરીદુન અને મીનોચેહરના અમલ સુધી ચાલુ રહ્યા બાદ કેયાની શાહો કેકોબાદ, કેકાઉસ, કેખુસરૂ અને કેગુશ્તાસ્પ સુધી પણ ચાલુ હતો; એટલુંજ નહિ પણ ત્યાર બાદ હખામની શાહ દારા વીશ્તાસ્પ અને દારાબ તથા દારા સુધી, અને ત્યાર પછી અશ્કાની અને સાસાની પાદશાહોના વખતમાં પણ તે ચાલુ હતો. ટુકમાં, આપણે એમજ સમજી લેવાનું છે કે જેવો સંબંધ ઇગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે હોઇ શકે તેવો ઇરાન અને હિંદ વચ્ચે પેશદાદથી સાસાની વંશો સુધીના તમામ ઇરાની શાહોના અમલ દરમિયાન કોઇવાર નરમ તો કોઇવાર ગરમ ચાલુજ હતો. અને હજારો વરસોની એ લાંબી મુદતમાં ઇરાનીઓ હિંદમાં અને હિંદીઓ ઇરાનમાં લડાઇ માટે કે વેપાર રોજગાર માટે આવજા કરતા અને સંસ્થાન કરીને કે રૈયત તરીકે વસતા હતા. પેશદાદ જમશીદ કાબુલ ખાતે આવીને ત્યાંના શાહની બેટી સાથ પરણ્યો હતો; અને કયાની કેકોબાદની એક શાહજાદી કૈકેયી અયોધ્યાના રાજા દશરથની બીજી રાણી થવા પામી હતી, જેના પુત્ર ભરત ઉપરથી આ દેશને ભરતખંડનું નામ મળેલું કેહવાય છે; વળી શાહ બેહરામગુરે કનોજના મહારાજાની પુત્રી સાથ પરણી તેને ઇરાન લઇ જઇને જરતોશ્તી ધર્મમાં દાખલ કીધી હતી. આ સઘળી દંતકથાઓ છે, પણ તે ઇરાન અને હિંદ વચ્ચેના એખલાસને પુષ્ટિ આપે છે. તે ઉપરથી અનુમાન કરવું મુશ્કેલ નથી કે પુત્ર પુત્રીની આપ લેનો એવોજ સંબંધ બન્ને દેશોની પ્રજાઓમાં પણ વધતે ઓછે અંશે હશેજ. લાંબી મુદતના આવા રાજદ્વારી અને સંસારી સંબંધ જોડે બન્ને દેશો વચ્ચે ધર્મ સંબંધી આવજા માવજા થયા હોય તો તે પણ બનવા જોગ છે.

## હિંદમાં જરતોશ્તી ધર્મ ગુરૂઓની આમદ.

જેમ શાહનામા ઉપરથી તેમ કેટલાક સંસ્કૃત અને હિંદુ ગ્રંથો ઉપરથી, તેમજ મોઘલ શાહાનશાહત વેળાના ફાર્સી ગ્રંથો ઉપરથી આપણ જાણવાને શક્તિમાન થયા છિયે કે હિંદમા ઇરાનનો રાજદ્વારી, સંસારી તેમજ ધર્મ સંબંધી લાગવગ ઘણો હતો. શાહનામા મુજબ ગુસ્તાસ્પના બહાદુર શાહજાદા અસ્પંદિયારે જરતોસ્તી મજહબનો ફેલાવો આથમણે રૂમ શામના મુલ્ક સુધી અને ઉગમણે છેક હિંદુસ્તાનની સરજમીન ઉપર પણ કીધો, અને વંદીદાદ ઉપરથી ઇશારા મળેછે કે જરતોસ્તી ધર્મગુરૂઓ કે જેઓ "આથ્રવન" ને નામે ઓળખાતા હતા તેઓ પરદેશો ખાતે પોતાના મજહબના ફેલાવા માટે જતા હતા. તેઓ વળી "મગ" ને નામે પણ ઓળખાતા હતા, અને ભવિષ્ય પુરાણ મુજબ ઇરાનના મગ ગુરૂઓ હિંદમાં શ્રી કૃષ્ણના જમાનામાં ગયા હતા. એ બાબેની એક દંતકથા આ મતલબની છે. કહે છે કે શાકદિપ એટલે ઇરાન ખાતેથી શ્રી કૃષ્ણનો પુત્ર શાંબ મગ અથવા આથ્રવન ગુરૂઓને દ્વારકા ખાતે લાવ્યો હતો. હિંદુ ઋષિઓના ભયંકર શ્રાપની કહાણીઓ આપણ પુરાણો વગેરેમાં ઘણી વાંચિયે છિયે, તેવીજ એક કહાણી શાંબને લગતી ભવિષ્ય પુરાણમાં આવેલી છે. કહે છે કે શ્રી કૃષ્ણના આ પુત્રે દુર્વાસા નામે ઋષિને ગુસ્સે થવાનું કારણ આપવાથી તે પવિત્ર પુરૂષે શ્રાપ દીધો અને શાંબને શરીરે રક્તપિત્તનું દર્દ ફેલાઇ ગયું. કોઇ પણ ઇલાજથી તે સાજું નહિ થયું ત્યારે નારદ મૂનિની સલાહથી શાંબ વનમાં જઇ સૂર્ય દેવતાની પૂજા કરવા લાગ્યો, અને બીજા અનેક દર્દીઓ માફક શાંબ પણ આથી સાજો થયો. પોતાનો ભક્તિભાવ સાબેત કરવા માટે શાંબે ચંદ્રભાગા નદીના કાંઠા ઉપર સૂર્યનું એક દેહરૂં બાંધ્યું ને તેમાં તેની મૂર્તિ પધરાવી. મંદિર આગળ એક શેહેર વસી ગયું, પણ સૂર્યની પૂજા માટે કોઇ પણ બ્રાહ્મણ પૂજારી મળી શકયો નહિ. આનું કારણ નારદ મૂનિએ આ જણાવ્યું કે વધારે પુરાણા કાળમાં થઇ ગયલા મનુ ઋષિનું એવું ફરમાન હતું કે જે કોઇ સૂર્ય પૂજામાંથી પૈસા પેદા કરે તે ભ્રષ્ટ થાય. અંતે નારદની સલાહ ઉપરથી શાંબે શકદ્વિપ યાને ઇરાનથી મગ ગુરૂઓને પોતાના પિતાશ્રીનાં "ગરૂડ" નામનાં વીમાનમાં બેસાડીને દ્વારકા ખાતે લાવી તેમને દેહરાંનો કારોબાર સોંપ્યો. કહે છે કે આ રીતે શાંબ ઇરાનથી બાવીશ આથ્રવન કુટુંબોને લઇ આવ્યો હતો.

### મગ અથવા આથ્રવન ધર્મગુરૂઓ.

આ કથા ઉપરથી દીસતુંજ છે કે મોબેદો ઇરાનથી હિંદ આવ્યા હતા, અને તેવા બાવીશ મોબેદો પોતાનાં બચ્ચાં બાળાં સાથ ઇરાન અને હિંદુસ્તાન વચ્ચેનો

દરીયો પસાર કરીને પશ્ચીમ હિંદમાં કાઠિયાવાડનાં દ્વારકા બંદરે ઉતર્યા હતા. માટે આઠમી સદીની આખરીએ નહી પણ તેની ત્રણથી ચાર હજાર વરસ આગમજ જરતોસ્તીઓએ આથમણુ હીંદમાં પગ મુકયો હતો. આ મગ ધર્મગુરૂઓ ખરેખર જરતોસ્તી ધર્મ-ગુરૂઓજ હતા કે કોઇ બીજા હતા, તે બાબે તમારાં મનમાં સવાલ ઉત્પન્ન થશે. આનો જવાબ "વિષ્ણુ પુરાણુ" નો ઇંગ્રેજી તરજુમો કરનાર પ્રો૦ એચ૦ એચ૦ વીલસન દ્વારકા ખાતે આવેલા મગ ગુરૂઓ અને જરતોસ્તી ગુરૂઓની થોડીક રાહરસમની સર-ખામણી કરીને આપે છે. તે એવા સાર ઉપર આવે છે કે આ બેઉ જાતના ગુરૂઓ—

૧—દાઢી રાખે છે.

૨—ખાણું ખાતી વેળા ચૂપ રહે છે (બાજ ધરે છે).

૩—ચાર વેદ યાને ધર્મ પુસ્તક ધરાવે છે.

૪—કંમરે કુસ્તી વિંટાળે છે.

૫—બરસંમનો ઉપયોગ કરે છે.

૭—મરણુ પામેલા કુતરાની લાશને ફેંકી દેતા નથી.

૮—પગે ચાલીને મુસાફરી કરે છે.

૯—ક્રિયા વેળા મોં ઢાંકે છે (પદાન બાંધે છે.)

૧૦—સવારે, બપોરે અને સાંજે, તથા પાંચ તેહવારો ટાંકણે સૂર્યની આરાધના કરે છે.

આ સઘળી હિંદ ગયલા ધર્મગુરૂઓની રાહરસમ છે અને આપણુ કબૂલ કરીશું કે તે આપણા મોબેદોની રસમને મળતીજ છે, પણુ બીજી એકાદ બે રસમ પ્રો૦ વિલ્સને આપી છે તે મળતી જણાતી નથી. હવે શાંબ અથવા શ્રી કૃષ્ણુની આગમજ જરતોસ્તી ધર્મગુરૂઓ હિંદમાં આવ્યા હોય એવું પણુ અનુમાન થઇ શકે છે. અયો-ધ્યાના પડોશમાં મગધ નામનો પ્રદેશ હતો તે પુરાણા કાળમાં અસુરોનો મુલ્ક ગણાતો હતો અને ત્યાંના ધર્મગુરૂઓ "મગ" ને નામે ઓળખાતા હતા. અયોધ્યાનો જરા-સંઘ નામે રાજા અસુર હતો, જેને શ્રી કૃષ્ણુ સાથ ભારે વેર હતું, કેમકે મથુરાનો

અસુર રાજા કંસ જરાસંધનો જમાઇ થતો હતો તેને શ્રી કૃષ્ણે માર્યો હતો. આ વેર જરાસંધે મથુરા ઉપર અનેક મરતબે હલ્લો કરી શ્રી કૃષ્ણને ત્યાંથી દ્વારકા ખાતે નસાડીને લીધું હતું, જે ઉપરથી તેને 'તેના પ્રદેશ મગધને' અને ત્યાંના લોકો જેઓ પણ "મગ" ને નામેજ ઓળખાતા હતા તેમને અસુર ગણીને મહાભારત ગ્રંથમાં અને પુરાણોમાં બહુ ધિક્કાર્યા છે.

## "અસુર" તે કોણ?

મગધ ખાતેના આ અસુરો કોણ હતા તે મુકરર કરવું કઠણ છે. પણ અસુર શબ્દ વેદિક છે અને તે વેદિક દેવતાઓને લગતા ધર્મનો તિરસ્કાર કરનારા જરતોસ્તી આર્યોને પ્રથમ લાગુ પાડવામાં આવ્યો હતો. આ આર્યો "અહુર" યાને એકજ સર્વ શક્તિમાન પરમેશ્વર અહુરમજદને માનનારા હોવાથી તેમને વેદિક આર્યોએ "અહુર" અથવા "અસુર" કહ્યા અને જેમ જેમ બન્ને વચ્ચે શત્રુવટ વધતી ગઇ તેમ તેમ અસુર લોકો વધારે તિરસ્કારાયા. બીજા હાથ ઉપર, જરતોસ્તીઓએ પોતાના આ શત્રુઓને "દએવ" ને નામે ઓળખી ધિક્કાર્યા. જ્યારે આ બેઉ ટોળાના આર્યો યાને જરતોસ્તીઓ અને વેદિક આર્યો મધ્ય એશિયામાં ભેગા વસતા હતા ત્યારે તેઓમાં જેમ "દએવ" તેમજ "અસુર" શબ્દ માન અર્થે વપરાતા હતા, અને એ બન્નેના અર્થ તપાસીશું તો તેમાં ધિક્કારવા જેવું કંઇજ નથી; પણ બેઉ ટોળાવાળાઓમાં પંજાબમાં દાખલ થતી વેળા ધર્મ સંબંધી મતફેર પડવાથી તેઓ છુટા પડ્યા પછી તેઓમાં દુશ્મની વધી અને "અસુર" તથા "દએવ" શબ્દો ધિક્કારમાં આવ્યા. આ રીતે ધીક્કારમાં આવ્યા પછી જે આર્યો મગધમાં જઇ વસ્યા હોય અને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હોય, અને ત્યાંથી પણ આગળ વધીને અનેક પ્રદેશોમાં વિખરાઇ ગયા હોય, તેઓને વેદિક આર્યોએ અસુર ગણીને તિરસ્કાર પાત્ર લેખ્યા હોય તો તે સંભવિત છે. તેવા અસુર રાજાઓમાં આપણ જરાસંધ અને કંસ અને ભગદત્ત જેવાઓને ગણી શકિયે.

## કેરેસાની અને શ્રી કૃષ્ણ.

આ સઘળા અસુર રાજાઓનાં રાજપાટ તે અહુરમજદને માનનારા ઇરાની આર્યોનાં હિંદ ખાતેનાં પેહલાં રાજપાટ ગણી શકાય, તો જોકે શાહનામા વગેરે ગ્રંથો મુજબ તો ઇરાનીઓનાં આ દેશ મધેનાં રાજપાટ એથી પણ પુરાણાં હતાં.

પણ તે વાતો પડતી મુકીને હિંદી અતિહાસિક દંતકથાઓનેજ વળગી રહિયે તો આ રાજપાટ શ્રી કૃષ્ણના સમય વેળા તો હતાંજ એમ સિધ્ધ થાય. હવે તે જમાનામાં ઇરાની આર્યો પોતાનો જરતોસ્તી ધર્મ ફેલાવવા માટે ઇરાનની બાહેર જતા હતા એવું વંદીદાદ ઉપરથી માલુમ પડે છે. ત્યાં એક ઠેકાણે ઇશારો કીધો છે કે આથ્રવન યાને જરતોસ્તી ગુરૂઓ કોઇ કેરેસાની નામે રાજાના મુલકમાં પણ જતા હતા અને પોતાના ધર્મનો ત્યાં ફેલાવો કરતા હતા, જેથી નારાજ થઇને તે રાજાએ એવો હુકમ બાહેર પાડયો હતો કે હવે પછી મારાં રાજ્યમાં કોઇપણ આથ્રવન ગુરૂને ધર્મ ફેલાવવા માટે હું દાખલ થવા દઇશ નહિ, કારણ કે તેમ જો કરવા દઉં તો " મારા પોતાના તમામ વધારાનો નાશ અને મારી તમામ વૃદ્ધિની પાયમાલી તેઓ કરે." આવો મનાઇ હુકમ આપનાર રાજા કેરેસાની તે કોણ હતો અને કયાં રાજ્ય ચલાવતો હતો તે વંદીદાદમાં જણાવેલું નથી; પણ કોઇ કોઇ યુરોપીઅન વિદ્વાનોનાં મત મુજબ " કેરેસાની " નામ મથુરાના રાજા શ્રી કૃષ્ણ માટે વંદીદાદમાં વપરાયું હોય, કેમકે તે લગભગ એકમળતા નામો છે, અને એ અનુમાન જો ખરૂં પડે તો મગધ ખાતેના અસુર ધર્મ ગુરૂઓ તે જરતોસ્તી મુબેદો હોય એવો સાર નીકળી શકે.

### મગધના લોકો કોણ હતા ?

વેદિક આર્યોના ચાર વેદો મધેનો છેલ્લો અથર્વ વેદ છે તેને માટે કલ્પના થઇ છે કે તેની રચના હિંદમાં થઇ તેમાં ઇરાની આથ્રવાન ગુરૂઓનો હાથ હશે, કેમકે તેમાંની કેટલીક વાતો જરતોસ્તી ગુરૂઓના ધર્મ પુસ્તકોમાંની કેટલીક વાતો સાથ મળતી આવે છે. તે તપાસવા માટે આજે આપણ થોભીશું નહી. પણ એક વાત આ અનુમાનને ખોટું પાડે તેવી એ છે કે અથર્વ વેદમાં જેમ અસુરોને તેમજ "બહાલિક" તે ઇરાનના શાહ ગુસ્તારપનાં પાયતખ્ત "બાખ્ધિ" અને આજનાં બલ્ખ શહેર અને ત્યાંનાં લોકો હોય એમ મનાય છે. જેમ બલ્ખનાં લોક હિંદમાં પરદેશી હતા તેમ મગધના લોક પણ પરદેશી હતા, અને તેટલા માટે તે બેઉ કોમો અસુર ગણાઇ છે, અને ધિક્કાર પામી છે. પણ તેઓ ખરેખર જરતોસ્તી કોમો હતી એમ ભાર મુકીને કેહવાને આપણ અશકત છિયે. જોકે આડકતરા પુરાવા મળે છે કે ગુસ્તારપનો બેટો જરતોસ્તી મજહબ ફેલાવવા હિંદમાં આવ્યો હતો, તથા અસુરને નામે પંજાબી આર્યોએ જેમને સઉથી પેહલા તુચ્છકાર્યા તે જરતોસ્તીઓ હતા, મગ ધર્મગુરૂઓ દરિયા માર્ગે દ્વાર્કામાં આવ્યા હતા, "મગ"નો અર્થ

સંસ્કૃતમાં મજુસ અથવા પારસી કે ઇરાની ધર્મગુરૂ, તેમજ "સૂર્યનો પુજારી" એવો થાય છે; તોપણ આ બધી બાબતોને ઇતિહાસના સહી જમાનાની આગમજની, અને તેટલામાટે દંત કથા જેવી અને અર્ધ ભરૂસાવાળી લેખીને અહીંજ પડતી મુકીશું, અને હવે તવારીખના સહી યાને ભરૂસેદાર સમયને લગતી વાતો તરફ આવીશું.

## હિંદમાં પેહલ વેહલા પારસીઓ.

આપણ અત્યાર આગમજનો ઇશારો કરી ચુકયા છિયે કે ઇસ્વી પૂર્વે ૫૧૦ માં પારસી પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસે સિંધુ નદી કયાંથી કયાં સુધી ખેડાય તેવી છે તેની બરાબર તપાસ કરાવ્યા બાદ પંજાબ ઉપર સવારી લઇ જઇને તે સર કર્યું હતું. તે વખ્તથી હિંદમાં પારસી રાજ્ય ચાલુ થયું, અને બીસતુન પાહડ ઉપર દારાયસે પોતાને તાબેનાં સંખ્યાબંધ રાજ્યોની ટીપ કોતરાવી છે તેમાં પંજાબને ૨૦ માં નંબરનું ગણ્યું છે, કે જેની વાર્ષિક ઉપજ શુમારે બે કરોડ રૂપિયાની હીરોડોટસ જણાવી જાય છે. આ પારસી પાદશાહી દરમિયાન હિંદના અનેક ભાગોમાં પારસીઓ વેપાર રોજગાર માટે વીખરાઇ જવા જોઇયે, તેમજ પંજાબ ઉપરાંત આજુબાજુમાં તેઓએ પોતાનો રાજદારી લાગવગ ઘણો આગળ વધારવો જોઇયે. આ પારસી રાજ્યનો અમલ ૧૮૦ વરસ ચાલ્યા બાદ સિકંદરના વારેસોનો અમલ પંજાબમાં ચાલ્યો, ત્યારબાદ પારથ્યન અથવા અસ્કાનીઓ અને તેમની પછી સાસાની પારસીઓ દેશના ફાવે તેવા જુદાજુદા ભાગો ઉપર અમલ ચલાવતા થયા. એ સઘળાઓ એક પછી એક હિંદમાં આવતા ગયા, નાની મોટી જીત કરતા ગયા, અને રાજ્યો સ્થાપતા ગયા. પ્રથમ ઇરાનના શાહોના પેશવા અથવા પ્રતિનિધિ દાખલ તેઓ આવતા ત્યારે ક્ષથ્ર યાને શાહને બદલે શત્રપ (શત્રપતિ—છત્ર પતિ) ને નામે ઓળખાતા. પાછળથી તેઓ ઠરીઠામ થઇ સ્વતંત્ર થયા ત્યારે તેમનાં નામો અને ધર્મ પણ બદલાતાં ગયાં, તેઓ હિંદુ જેવા થતા ચાલ્યા, અને છેલ્લે તેઓ સ્વદેશી રાજા જેવાજ ગણાયા. તેઓ મધેનો એક ટોળો કે જે અસ્કાની અથવા પારથ્યન શાહોના વખ્તમાં આવ્યો હશે, અને જે "પહલવ" ને નામે ઓળખાયો છે તે તો ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગોમાં રાજ્ય ચલાવી મશહુર થયલો છે, જેના દક્ષિણ ભાગનું પાયતખ્ત કાંચી યાને આજનું કોન્જીવીરામ હતું, તેને તો મધરાજીઓ કોઇ મોટું હિંદુ રાજ્યજ લેખી અને લેખાવી ગયા છે; પણ હાલ ખુલ્લું જાહેર થયું છે કે તેઓનું નામ સંસકૃત ઢબે "પલ્લવ" ન હતું, પણ "પહલવ" હતું અને તેઓ હિંદુ નહિપણ

ઇરાની હતા. આ પહલવ ઇરાનીઓએ સેંકડો વરસ સુધી ઉત્તર અને દક્ષિણમાં રાજ્ય ચલાવ્યા બાદ છેક ઇસ્વી નવમી સદીમાંજ નબળા પડી જઇને નષ્ટ થયા છે અને તેમના રાજકુટુંબીઓ ખેડવૈયા બની ગયા છે.

## ચંદ્ર ગુપ્ત શું પારસી હશે?

ઇસ્વી પૂર્વે ૫૨૦ થી ૧૮૦ વરસ સુધી પંજાબમાં પારસી સલતનત ચાલુ રહ્યા બાદ સિકંદરે ઇરાન જીત્યા પછી તેને લગતું પંજાબનું રાજ્ય પણ જીતવા તે આવ્યો. તેમ કરીને તે પાછો ફર્યો ત્યારે પંજાબની ઉગમણે આવેલા મગધ ખાતે ચંદ્રગુપ્ત નામે એક સરદારે પોતાનો વંશ સ્થાપ્યો, કે જેની હકુમત વરસો સુધી ત્યાં ચાલુ રહી. આને મૌર્ય વંશનું નામ મળ્યું છે, અને ચંદ્રગુપ્ત હિંદુસ્તાનનો પેહલવેહલો મહારાજા લેખાયો છે. તેને માટે મીગેસ્થનીસ નામે યુનાની એલચી કે જે તેની દરબારમાં કેટલાંક વરસો સુધી રહ્યો હતો તેના લખેલા હેવાલ ઉપરથી જણાય છે કે ચંદ્રગુપ્તનો રાજ અમલ, તેની કાયદા કાનુનો, તેના બાંધેલા મેહલો, પાયતખ્તના રસ્તાઓ તથા મહારાજાનો પોતાનો દેખાવ વગેરે ઘણુંએક આબાદ ઇરાનના હખામની શાહોને મળતું હતું. વળી ચંદ્રગુપ્તનો નબીરો અશોક, કે જે વધારે નામીચો થઇ ગયો છે તેણે ઠેકઠેકાણે પોતાની તરેહવાર પ્રજા ઉપયોગી કારકીર્દીના લેખો પાહડો તથા સ્થંભો ઉપર કોતરાવ્યા છે. તેમાં પણ પારસી પાદશાહો દારાયસ અને જર્કસીસનાંજ કામોની નકલ થઇ છે તે ઉપરથી, તથા છેલ્લે હિંદી શીલ્પ ખાતાંના સરકારી વડા ડૉ૦ સ્પૂનરે ૧૯૧૫ નાં સાલમાં મગધનાં પાયતખ્ત પાટલિપુત્ર ખાતે ખોદકામ કરતાં જુના દટાઇ ગયલાં ચંદ્રગુપ્તના મેહલોનાં ખંડેરો શોધી કાહડયાં, તે પર્સીપોલિસ ખાતેના પારસી મેહલોને લગભગ મળતાં જણાય છે તે ઉપરથી, આ છેલ્લો વિદ્વાન બીજી વાતો જોડે એવા મુખ્ય સાર ઉપર આવે છે કે ચંદ્રગુપ્ત હખામની પારસી ખાનદાનનો એક શાહજાદો અથવા સરદાર હતો, કે જે સિકંદરનાં લશ્કર સાથ હિંદ સર કરવા આવ્યો હતો અને જેણે મગધ ઉપર ચઢી જઇને ત્યાં રાજ્ય ચલાવતા નંદ વંશની જગા ઉપર પોતાનો વંશ સ્થાપ્યો હતો. આ વાત આપણુ પારસીઓને બહુ હરખાવનારી છે, કે જે હાલ તકરારી તબકકામાંથી પસાર થાય છે. અગરજો ડૉ૦ સ્પૂનરનો તર્ક ખરો પડે તો આપણી અસલ તકરારને મજબૂત ટેકો મળશે કે હિંદમાં પારસીઓ ઇસ્વી સનની પછી નહિ પણ તે આગમજ આવ્યા હતા અને મોટાં રાજપાટ ભોગવી ગયા હતા.

**બેહરામગોર અને વિક્રમાદિત્ય.**

જેમ હખામની જમાનામાં અને ત્યાર પછી તુરતમાં પારસી અમલની હસ્તી આ દાખલા ઉપરથી મળે છે, તેમ પાછળથી અશ્કાની જમાનામાં પણ હિંદનાઉત્તર અને દક્ષિણ ભાગોમાં "પહલવ"ને નામે અર્ધ પારસી ઇરાનીઓ લાંબો અમલ ભોગવી ગયા હતા તેની ગવાહી હિંદની તવારીખ પોતે આપે છે. એ બાબે હમણાજ આપણે ઇશારો કીધો છે. આ પછી સાસાની અમલ વેળા પણ પારસીઓએ હિંદમાં રાજ્ય ચલાવવાના દાખલા હિંદી ઇતિહાસ પોતેજ પુરા પાડે છે. એઓ મધેનો પેહલો મોતેબર દાખલો બેહરામગુરના વંશના રાજ અમલનો છે. આ બહાદુર શાહ કનોજ ખાતે એલચી દાખલ ગયો હતો અને ત્યાંના મહારાજાની કુંવરી સાથ પરણ્યો હતો એમ ઇસ્લામી લખનારાઓ જણાવી જાય છે. કેહછે કે આ રાણીને પેટે અવતરેલો કુંવર તે માળવા અને ગુજરાતનો પ્રખ્યાત શૂરો રાજા વિક્રમાદિત્ય હતો. બેહરામગૂર પાદશાહને જંગલી ગધેડાં (ગૂર) નો શીકાર કરવાનો બહુજ શોક હોવાથી તેને "ગૂર" નો લકબ મળ્યો હતો, કે જેનો અર્થ સમજાવનારો હિંદી શબ્દ "ગર્ધભ" છે. હવે આ ગર્ધભ શબ્દ ઉપરથી બનેલા ગર્ધભસેન અને ગર્ધભિલા વગેરે નામના એક વંશના દશ રાજાઓએ માળવા અને ગુજરાતમાં ૧૫૩ વરસો સુધી રાજ્ય ભોગવ્યાની વાત ગુજરાતના ઇતિહાસમાં જાણીતી છે. અને આપણને ઇતિહાસકર્ત્તાઓ તરફથી એમ પણ જણાવવામાં આવ્યું છે કે આ વંશનો પેહલો રાજા વિક્રમ તે શાહ બેહરામગૂરની હિંદી રાણીને પેટનો કુંવર હતો અને તે પોતાના મમાવાની ગાદી ઉપર બેઠો હતો. વળી એમ પણ કેહછે કે વિક્રમ ગાદી ઉપર આવે તે આગમજ શક યાને સ્કાથ્યન લોકે દરોડો પાડી કનોજનું રાજ્ય સર કરી થોડાંક વરસ ત્યાં અમલ ચલાવ્યો હતો, પણ પાછળથી વિક્રમે તેમને મોટી લડાઇમાં હરાવીને ભારી ખુઆરી સાથ દેશમાંથી નાબુદ કીધા હતા, જેથી તે વિક્રમ શકારિ (શક+અરિ) યાને શક લોકોને ફતેહ કરનારને નામે પ્રખ્યાત થઇ ગયો હતો. હવે વિક્રમ નામના અનેક રાજાઓ થઇ ગયા છે તેઓમાંના આ વિક્રમ શકારિ નો ખાતરીપૂર્વક સને મળતો નથી. અગરજો વિક્રમ જેવો નામીચો મહારાજા સાસાની વંશનો સાબેત થાય તો સાસાની જમાનામાં ગુજરાત અને માળવા વગેરે પ્રાંતોમાં બેહરામગૂરની નસલના દશ નબીરાઓ રાજ્ય ભોગવી ગયલા સિધ્ધ થાય.

**ઉત્તર હિંદના પારસીઓ**

સાસાની અમલની આખરી વેળા યા તેની થોડાં વરસ આગમજ પારસીઓ રજપુતાનામાં તેમજ સિંધ અને ઉત્તર હિંદુસ્તાનમાં નાના રાજ્યોની તથા ડુંગરી કિલ્લા-

ઓની હકુમત કરતા તથા સ્વતંત્રપણે અથવા દિલ્લીના સુલતાનોનાં લશ્કરોમાં લડવૈયા દાખલ લડતા જણાય છે. ઉચ્છ, ડેરા ( દાદર ), મીરત, તઘલકપુર, માળવા, રોહિલખંડ, નગરકોટ, કેશમીર, વગેરે ઠેકાણે થોડાંક સેંકડો વરસો ઉપર તેમની મોટી વસ્તી હતી એમ પણ જણાય છે. તુરાની શાહ તીમુરલંગની દિલ્લી ઉપરની ચઢાઇ વેળા મોઘલ સુલતાન મેહમુદ તઘલકનાં લશ્કરમાં તેઓ લડયા હતા, અને મોટી સંખ્યામાં માર્યા ગયા હતા.

અત્યાર સુધી આપણે ત્રણ ચાર અગત્યની બાબતોની નોંધ લીધી છે.—૧લી એ કે પાદશાહી ગયા પછી ઇરાનમાં પારસીઓ અને પારસી તથા જરથોસ્તી ટોળાઓ લીલીસુકકી હાલતમાં વસતા હતા અને વસે છે.—૨જી એ કે હિંદ સાથનો ઇરાનનો સંબંધ તવારીખના સહી જમાના આગમજથી હતો, જે દરમિયાન ઇરાનથી જરતોશ્તી મોબેદો ધર્મના ફેલાવા માટે ગુજરાત અને મગધમાં ઠરીઠામ થયા હોય એમ સંભવે છે.—૩જી એ કે આ સંબંધ તવારીખના સહી જમાના પછી મુકરર થયો હતો, જે વેળા દારાયસ હીસ્તાસ્પીસે પંજાબ જીત્યા પછી ત્યાં પારસી રાજ્ય ચાલુ થયું અને ત્યાર બાદ ગુજરાત અને માળવા વગેરે ઠેકાણે પારસી રાજ્યો સ્થાપાયાં તથા ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનમાં " પહલવ " નામથી અશ્કાની અને અર્ધ પારસી ટોળાઓએ સદીઓ સુધી રાજ્યો ચલાવ્યાં.

## સાસાની પારસીઓની વેપારી ચળવળ.

આ રીતે હિંદમાં પારસીઓ છેક પુરાણા કાળથી આવતા જતા થયા છે તે બતાવ્યા પછી હવે આપણને એકજ મૂખ્ય બાબત જણાવવાની રહી છે, જે પછી આ ભાષણ ખતમ કરીશું.

ઉપલી સઘળી તવારીખી બાબતોને પુષ્ટિ મળે તેવી આ છેલ્લી બિના છે. અને તે ઇરાની તથા પારસીઓની વેપાર ધંધાની ચળવળ છે. કોઇ પણ કોમ વેપાર ધંધાની ખીલવણી અને વધારા વિના પોતાનાં રાજ્યને મજબુત બનાવી તથા લાંબી મુદ્દત સુધી ટકાવી રાખી શકે નહિ, અને જે રાજ્યની સરહદ ઉપર દરિયા આવેલા હોય તે પોતાનો વેપાર રોજગાર વધાર્યા વિના રહેજ નહિ. આપણે જોયું છે તેમ હખામની અને સાસાની પારસી શાહાનશાહતોની ચોબાજુએ મોટી મોટી નદીઓ— જેવી કે જીહુન, સીહુન, સિંધુ, ટાઇગ્રીસ, યુફ્રેટીસ અને નાઇલ, તથા દરિયાઓ જેવાકે કાળો સમુદ્ર, કેસ્પીઅન સમુદ્ર, અરબી સમુદ્ર, ઇરાની અખાત, રાતો સમુદ્ર અને ભુમધ્ય સમુદ્ર આવેલાં હતાં. આ બધા દરિયાઇ માર્ગોથી પારસીઓ જાણીતા હતા.

તેમના કાંઠાનાં બંદરો વગેરેથી માહિતગાર હતા, અને ત્યાંના વેપારમાં આગેવાન જેવા હતા. તેઓ વેપારીજ વહાણો બાંધતા નહિ, પણ શત્રુઓના દૂરના મુલક, જેવા કે યુનાન, ઇટલી અને રશિયા વગેરે ઉપર ચઢાઇ લઇ જવા માટે લડાઇનાં બારકસો પણ બાંધતા અને દરિયાઇ લડાઇઓ લડતા હતા. આ સઘળું છતાં તેમના વેપાર વણજ વિશે આપણને પુરતી કે જાણવાજોગ વિગતો મળી નથી, પણ સાસાની જમાનામાં નોશીરવાન આદેલના વખતમાં પારસી વેપારી ચળવળ બહુજ આગળ વધી ગયલી જણાઇ છે, તે અહીં સુધી કે ઇરાની અખાતને માર્ગે પારસી સફરી વહાણો હિંદ અને ચીન, અરબસ્તાન અને મિસર સુધી દોડતાં કેહેવાય છે, એટલુંજ નહી પણ હિંદી મહાસાગરમાં તેઓ રૂમી વેપારી બારકસોનાં મોટાં હરીફ થઇ પડયાં હતાં. આ હરીફાઇ એટલી બધી વધી ગયલી જણાય છે કે પારસી વેપારના બહુ વધારાને લીધે રૂમી વેપાર લગભગ તુટી ગયો હતો.

એવું જણાય છે કે ચીનમાં રેશમી કાપડ વણાતું હતું, કેમકે રેશમના કીડાઓનો ઉછરભાવ ત્યાંજ થતો હતો. પણ પાછળથી આ કીડાઓને ગુપચુપ ઇરાનમાં લાવ્યા હતા અને ત્યાંથી રૂમી મુલકમાં તે દાખલ થયા હતા.

પારસીઓના પરદેશો સાથના વેપારમાં પેહલો દેશ હિંદ હતો. તવારીખના સહી જમાનામાં ઇ. પૂ. ૫૧૦ થી આ વેપાર વધવા માંડયો, અને સિંધુ નદીમાં પારસી કાફલાઓએ ફરી વળીને પંજાબ અને સિંધનો વેપાર હાથ કરી લીધો, અને એ બન્ને દેશો વચ્ચે વેપારી આવજો માવજો એટલો બધો વધ્યો કે જેમ પારસી સોદાગરો હિંદમાં તેમ હિંદુ વેપારીઓ ઇરાનમાં જઇને વસ્યા. એજ વેળા બેઉ દેશોના શાહો અને રાજાઓ વચ્ચે વેપારી કબાલા થયા અને એલચીખાતાંઓની આમદરફત થઇ.

તવારીખના સહી જમાના આગમચ મગધ જેવા હિંદના ઉગમણુ ભણી આવેલા માહેલા ભાગોમાં ઇરાનીઓ "મગ"ને નામે ઓળખાયા તેમને માટે કેહ છે કે તેઓ વેપારને અર્થે ત્યાં ગયા હતા અને તેમ કરીને રાજપાટ સ્થાપ્યાં હતાં.

રાજ્ય ગયા પછી પણ પારસી વેપારીઓ ચીન સુધી ફરી વળતા હતા તેનો આ એક દાખલો છે કે ઇસ્વી ૭૫૮ માં ચીનના પારસી સંસ્થાનો તથા વેપારીઓએ કંતાન બંદર ખાતેના અરબ વેપારીઓ સાથ મળી જઇને ત્યાંના સત્તાવાળાઓ સામે બંદ મચાવ્યું હતું અને શેહર લુંટયું હતું. કેહ છે કે આ વેળા ચીનાઇ કાંસ્ટાઓ ઉપરના બીજાં બંદરો ખાતે પણ પારસીઓનાં મોટાં સંસ્થાનો હતાં, અને ત્યાં